હોમરૂલ લેખમાળા નં. ૧.

# "આપણો ધર્મ."



## કવિ રવીંદ્રનાથ ટાગોર.

---

નેશનલ હોમ રૂલ લીગ.

( મુંબઇ શાખા. )

---

કીંમત બે આના.

---

પ્રત ૫૦૦૦. ] [ સપ્ટેમ્બર ૧૯૧૯.

" મૉડર્ન રીવ્યુ " ના જુલાઇના અંકમાં " કવિ રવીન્દ્રનાથ ટાગોરના " Letters from an Onlooker નામના લેખનું આ ભાષાંતર છે. તેનું ભાષાંતર કરી તે છપાવવાની રજા આપવા માટે કવિ રવીન્દ્રનાથ તેમજ " મૉડર્ન રીવ્યુના " માલેકના આભારી છીએ.

મંત્રી.

હોમ રૂલ લીગ.

---

એમ. એન. કુળકર્ણીએ, કર્નાટક પ્રેસ; ૪૩૪,
ઠાકુરદ્વાર રોડ પર છાપી.
કાનજી દ્વારકાદાસે, ચાર્ટર્ડ બેન્ક બીલ્ડીંગ, કોટમાં નૅશનલ
હોમ રૂલ લીગ, ( મુંબઈ શાખા ) માટે પ્રસિદ્ધ કર્યું છે.

# આપણો ધર્મ.



એક વખત એવો હતો કે જ્યારે મ્હારે કાંઇ પણ કાર્ય કરવાનું ન હતું, એટલે કે ત્યારે મ્હારો મુખ્ય સંબંધ તે મહાન સૃષ્ટિ--બ્રહ્માંડ સાથે હતો કે જેની સાથે આપણે જાણે કંઇ લેવા દેવા નથી એવો સંબંધ રાખીએ છીએ. પછી એક સમય એવો આવ્યો કે મ્હારા આગલા દિવસોનું દેવું ચુકાવી આપવા--ચઢેલું કાર્ય પૂરૂં કરવા માટે-મ્હારે કામ કરવાની ફરજ પડી, એટલે કે હવે મ્હારો સંબંધ મુખ્યત્વે કરીને પ્રવૃત્તિમય દુનિયા સાથે બંધાયો; એ જગતની રચના અને જીવનનો આધાર આપણા પોતાનાં પર રહેલો છે. અંતે મ્હારી તન્દુરસ્તી બગડી અને તેથી મ્હારા કામમાંથી મ્હને થોડાક દિવસનો આરામ મળ્યો. અને હમણાં હું બીજા માલની બારીએ આરામ ખુરશી પર લાંબો થઇને પડયો છું. આટલે દુર હું એક બે દિવસમાં આવ્યો. કોઇ પણ રેલ્વે ટીકિટ ખરીદવાથી આટલે સુધી હું આવી શકત નહીં. મ્હારૂં ઑફિસનું જીવન એજ મ્હારા વિશ્વની મર્યાદા છે એમ માનવાથી મ્હને એમ લાગ્યું કે હું એક અગત્યનો —ઉપયોગી માણસ છું. આવી માનસિક સ્થિતિ પરથી, " મ્હારા વિના ( જગતને ) ચાલે નહીં " એમ માનવું બહુ સ્હેલું થઈ પડે છે. જે જે સાધનો વડે કુદરત મનુષ્ય પાસે કામ કરાવે છે તે સર્વમાં આ અહંતાનું સાધન સર્વેથી વિશેષ સફલ નીવડે છે. જે લોકો ધનપ્રાપ્તિને માટે કામ કરે છે તેઓ અમુક હદ સુધીજ, મળતા પગારના પ્રમાણુમાં કામ કરે છે, અને તે ઉપરાંત કામ કરવું એ તેઓને મન ખોટ સમાન છે,

અને તેથી તેઓ ફુરસદનો સમય મેળવે છે. પણ જેઓ પોતાના અભિમાનને વશ થઇ કામ કરે છે તેઓને મુદ્દલ ફુરસદ મળતી નથી; નક્કી કરેલા વખત ઉપરાંત પણ કામ કરવામાં તેમને કશું નુકસાન માલમ પડતું નથી.

"મ્હારા વિના કોઇને ચાલે એમ નથી," એ માન્યતાને પરિણામે, હું કામમાં એટલો રોકાયલો રહેતો કે મ્હને આંખનો પલકારો મારવાનો પણ સમય મળતો નહીં. મ્હારો ડૉકટર ઘણી વખત મ્હને ચેતવણી આપીને કહેતો કે, "જરા આરામ લો, ધીરે કામ કરો." પણ હું પ્રત્યુત્તર આપતો કે "જો હું આરામ લઉં તો આ બધું શી રીતે ચાલે ?" તેજ વખત મ્હારી ગાડીનાં પૈડાં તુટયા અને આ બારી નીચે તે ગાડી અટકી. અહિંથી મેં અનન્ત આકાશ ભણી જોયું. ત્યાં સમયના વિજયી રથનાં અસંખ્ય ઝળહળ થતાં ચક્રો ફરતાં મ્હારા જોવામાં આવ્યાં—તેનાથી ધૂળ ઉડતી ન હતી, કાંઈ પણ ધ્વનિયે ન્હોતો, અને માર્ગપર આછાં ચિન્હ પણ પડતાં ન હતાં. તેના વેગની સાથે આપણે જગતમાં પ્રાપ્ત કરેલી સર્વ પ્રગતિનો આધાર રહેતો જણાયો. એક ક્ષણમાં મ્હને આત્મભાન થયું. મ્હને સ્પષ્ટ જણાયું કે જગતનો વ્યવહાર મ્હારા વિના ચાલી શકે એમ છે. કોઈ પણ અમુક વ્યકિત વિના તે ચક્રો અટકે, અથવા તેની ગતિ મંદ થાય, એવું કાંઈ પણ લક્ષણ મ્હારા જોવામાં આવ્યું નહીં.

આ પ્રમાણે મ્હારા ટેબલપરથી ખસી હું આ બારી પાસે આવ્યો ત્યારે એક ક્ષણમાં મ્હને એવું ભાન થયું કે "મ્હારા વિના ન ચાલી શકે" એવા દેશમાંથી હું "મ્હારા વિના ચાલી શકે" એવા દેશમાં આવ્યો છું. શું પણ આ સર્વ મ્હારે કબુલ કરી દેવું ? કદાચ હું શબ્દો વડે કબુલ કરૂં તોયે મ્હારૂં મન ના પાડે છે. જો મ્હારા જીવવાથી કે મરવાથી કશોજ ફેર ન પડતો હોય, જગતનો વ્યવહાર એમનો એમ ચાલતો રહે, તો આ વિશ્વમાં મ્હારી અહંકારની ભાવનાને શા માટે એક ક્ષણ પણ અવકાશ

મળ્યો ? એ લાગણી શા આધારપર અવલંબી હશે ? સમય અને આકાશની અકલ્પ્ય વિપુલતામાં મ્હારી આ અહંભાવના રહી શકે એમ નહોતું. " મ્હારા વિના ચાલી શકે નહી " એ સત્ય " હું છું " એજ સત્યવડે પુરવાર થઇ શકે છે.

અહંકાર એ અસ્તિત્વ માટે—જીવન માટે—અપાતું મૂલ્ય છે. જ્યાં સુધી આ મૂલ્યનું મ્હને જ્ઞાન હોય છે ત્યાં સુધી અસ્તિત્વમાં રહેવા માટેની સજા તેમજ દુઃખો હું ધૈર્યથી સહન કરૂં છું. તેથીજ બુદ્ધિસ્ટો એમ કહે છે કે અહંભાવનાનો નાશ કરવાથી અસ્તિત્વનું મૂળ કપાય છે—જન્મમરણનો ફેરો ટળે છેઃ કારણ કે અહંભાવનાના અભિમાન વિનાનું જીવન વ્યર્થ છે.

એ ગમે તેમ હો પરંતુ આ કિંમત એક યા બીજે માર્ગે આપવામાં આવે છે—અર્થાત મ્હારૂં જીવન અમુક સ્થળે ઉપયોગી છે અને હું જેટલા પ્રમાણમાં ઉપયોગી હોઉં તેટલા પ્રમાણમાં તેની કિંમત આપવામાં આવે છે. સમસ્ત વિશ્વ—પ્રત્યેક અણુ અને પરમાણુ—મ્હારા અસ્તિત્વની ઇચ્છાને સહાય કરે છે. અને એજ ઇચ્છાનું ગૌરવ સ્વાભિમાનમાં વ્યક્ત થાય છે. આ ગૌરવને અંગે આ અતિસૂક્ષ્મ " અહં " વિશ્વની કોઈ પણ વસ્તુ કરતાં મૂલ્ય કે પ્રમાણમાં ઉતરતું નથી.

મનુષ્યે આ વૃત્તિ તરફ બે જુદી જુદી રીતે જોયું છે. કેટલાકનું ધારવું એમ છે કે એ તો માત્ર ઉત્પાદક શક્તિનો તુરંગ છે, અને કેટલાક એમ ધારે છે કે એ ઉત્પાદક સ્નેહનું આનન્દમય આત્મપ્રકાશન છે. મિથ્યા અસ્તિત્વ દર્શાવનારી માયા તરીકે જેઓ એને માને છે તેમનો હું અહીં વિચાર કરતો નથી. મનુષ્ય પોતાની જાતને સ્નેહ અથવા તો બળનું પરિણામ ગણે છે તેજ પ્રમાણમાં પોતાના જીવનના હેતુ તરીકે જુદા જુદા આદર્શોની રચના કરે છે. શક્તિ—સત્તા તરફથી આપણા અસ્તિત્વનું જે મૂલ્ય થાય છે તેનું સ્વરૂપ સ્નેહના મૂલ્યથી છેક જુદું હોય છે. આપણા

અભિમાનવતી શકિતના પ્રદેશમાં જે દિશામાં દોરવાઇએ છીએ તે દિશા, પ્રેમના પ્રદેશમાં અહંભાવ વડે જે દિશામાં આપણે દોરવાઇએ છીએ તેનાથી ઉલ્ટી હોય છે.

શકિતનું પ્રમાણુ જાણી શકાય છે. ગણિતશાસ્ત્રની સહાય વડે એનું કદ, વજન અને એનો વેગ જાણી શકાય છે. તેથીજ જેઓ સત્તા ધારણુ કરે છે તેઓ સર્વોપરી થવાને મહત્વતા વધારવા પ્રયત્ન કરે છે. મનુષ્યોની સંખ્યામાં, સિકકાઓની સંખ્યામાં અને સાહિત્યોની સંખ્યામાં તેઓ વારંવાર વૃધ્ધિ કરતા જાય છે. જ્યારે તેઓ વિજયને માટે પ્રયત્ન કરે છે ત્યારે તેઓ અન્યનું ધન, અન્યના હકો, અને પરાઇ જીંદગીઓનો ભોગ આપે છે. કારણકે ભોગ આપવો એ તો શકિત ધર્મનું તત્ત્વ છે. અને એ ભોગના રકત પ્રવાહથી પૃથ્વી રંગાઈ રહી છે.

દશ્યજગત ( Realism ) ના બાહ્યસ્વરૂપની પ્રમાણુતા જાણી શકાય છે. એ એનું ખાસ લક્ષણ છે, અર્થાત કે મર્યાદાઓ પરિમિત છે. જનવ્યવહારમાં અને દોષિત કૃત્યોથી, મનુષ્યોના ઇતિહાસમાં જે જે યુધ્ધો થયાં છે તે સર્વ આ મર્યાદાઓના સંબંધમાંજ હતાં. પોતાની મર્યાદા વધારવામાં પારકાની હદપર આક્રમણ કરવું આવશ્યક થઈ પડે છે. સત્તાનું અભિમાન એ સંખ્યાનું અભિમાન હોવાથી, તેની ચોતરફ મહા બલવાન સૂક્ષ્મદર્શક યંત્ર ફેરવશો તો રક્તનો સમુદ્ર દેખાશે; શાન્તિનો કિનારો દેખાશે નહીં.

પરંતુ આ શક્તિના પ્રદેશમાં સ્થૂલ જગતની વસ્તુઓનો આપણે સંગ્રહ કરવા રોકાયલા હોઇયે ત્યારે આપણુને જણાય છે કે એ વસ્તુઓની સંખ્યા સર્વદાજ વૃદ્ધિ પામ્યા કરતી નથી. સંગ્રહ કરવાના આપણા સિદ્ધાંતના ઉદ્યમમાં, પ્રમાણુતા પર રચાયલા સૌન્દર્યના સિદ્ધાંતજોડે ઓચિંતા અથડાઇએ છીએ, અને આપણા માર્ગમાં એ પ્રતિબંધ તરીકે નડે છે. આપણુને જણાય છે કે સંસારમાં ફકત દોડયા જવાનું નથી—વિશ્રાંતિ

પણ લેવાની છે. આપણને ઇતિહાસમાં વારંવાર જણાય છે કે જ્યારે જ્યારે અંધત્વને વશ થઇને આ તાલ બદ્ધતાના નિયમનું શકિત ખંડન કરે છે ત્યારે ત્યારે તેને આત્મઘાત કરવો પડે છે. અને તેથીજ " અતિ ગર્વથી લંકા ખોઈ "—રાવણનું રાજ્ય ગયું—એવા અર્થની કહેવતો મનુષ્યે સંગ્રહી રાખે છે. અને તેથીજ બેબીલોનનો કિનારો નીચે ગબડી પડવાની વાર્તા મનુષ્યો અદ્યાપિ પર્યંત સંભારે છે.

આ ઉપરથી આપણને જણાય છે કે સંખ્યા એ જેનું બાહ્યસ્વરૂપ છે એવો શકિતનો સિદ્ધાંત, એ કાંઇ અંતિમ અથવા સર્વોપરી સત્ય નથી. વિશ્વના તાલ સાથે તાલ આપવાને માટે એને પણ અટકવું પડે છે. સંયમ એ પ્રભુપાસે જવાનું દ્વાર છે. ઇષ્ટ વસ્તુનું—કલ્યાણ રૂપનું—પ્રમાણ કે તેની સંખ્યા જાણી શકતાં નથી. જેને એ સત્યનું પોતાનાં હૃદયમાં ભાન થયું હોય છે તેને ફાટયાં તુટયાં ચીથરાં ઓઢીને ફરતાં પણ શરમ લાગતી નથી. તે પોતાનો મુકૂટ ધુળમાં ફેંકી દે છે અને ખુલ્લા માર્ગપર ફરે છે.

જ્યારે આપણે શકિતના સિદ્ધાંત પરથી સૌન્દર્યના સિધ્ધાંતપર આવીએ છીએ ત્યારે આપણને તરત જણાય છે કે આપણે માર્ગ ભૂલ્યા—આપણે ખોટા દેવનું પૂજન કરતા હતા. જ્યારે શકિત પોતાના બલિદાનના રકતપાનથી ઉન્મત્ત થાય છે ત્યારે તે અતિતૃપ્તિથી મરણ પામે છે. ભલે આપણા સૈન્ય અને નૌકામાં ગમે તેટલો વધારો કરીએ, નૌકાશાસ્ત્રવડે વિવિધ પ્રકારનાં અને અસંખ્ય સાધનો પ્રાપ્ત કરીએ, અને યુધ્ધમાં પ્રાપ્ત થયેલી લુટમાંથી મ્હોટા ડુંગરો રચીએ, તો પણ અસત્યને સત્ય બનાવવામાં, ગણિતશાસ્ત્ર કદી પણ ઉપયોગી થઇ શકશે નહીં અને પરિણામે અન્તે આપણી અગણિત વસ્તુઓના ભાર નીચેજ આપણે છુંદાઇને મૃત્યુ વશ થશું.

વિદાયગિરી લેતી વખતે—વાનપ્રસ્થ થતાં ઋષિ યાજ્ઞવલ્કયે પોતાના સ્ત્રી મૈત્રેયીને પોતાનાં આખા જીવનમાં સંગ્રહેલી સર્વ વસ્તુઓ, તેના નીભાવ માટે સોંપીને જવાની રજા માગી ત્યારે મૈત્રેયીએ કહયું, “ આ જે સર્વ અમર નથી તેને હું શું કરૂં ? ” સંગ્રહ કરી કરીને શું કરવું છે? સ્થુલ વસ્તુઓનો ગમે તે પ્રમાણમાં સંગ્રહ કરવાથી, અમર આત્માની સંપૂર્ણતાયે આપણે કદી પણ પ્હોંચી શકીશું નહીં. સ્વરને બહુ દીર્ઘ અને મ્હોટો કરવાથી પરિણામે આપણને માત્ર ચીસજ સંભળાશે. સ્વરને નિયમમાં રાખ્યાથી અને છન્દ અને તાલબધ્ધ કરવાથીજ આપણે સંગીત સાંભળી શકીશું.

સંપૂર્ણતાના પ્રદેશમાં મનુષ્યના અભિમાનનો પ્રવાહ ઉલ્ટી દિશાએ વળે છે, તે ત્યાગ કરવાની દિશા છે. પ્રત્યેક વસ્તુ પોતાને માટેજ સંગ્રહવાથી મનુષ્ય પ્રચણ્ડ મૂર્તી થાય છે, પરન્તુ ત્યાગ કરવાથી તે એકતાર બને છે. આવી ઐકયતામાં શાન્તિ રહેલી છે. કોઈ બાહ્યવ્યવસ્થા અથવા અનેક સંયુકત થયેલી શકિતઓના પરિણામથી નહી, પરન્તુ તૃષ્ણાને દાબનારી, સહાનુભૂતિથી ક્ષમા આપનારી, અને સત્યને અવલંબીને રહેલી શાન્તિ તેજ ખરી શાન્તિ છે.

મેં આ પ્રશ્ન ઉઠાવ્યો હતો, મારા જીવનની કૃતકૃત્યના કઇ સત્ય વસ્તુ દ્વારા થશે—સત્તાથી કે સ્નેહથી ? આપણે શકિતને તે સત્ય સ્વરૂપ તરીકે ગણીએ તો પરિણામે કાયમનો વિરોધ જરૂર થવાનો. આ સ્વીકાર કરવામાં ઘણાં આધુનિક યુરોપીઅન લેખકો ઘણું અભિમાન ધારણ કરે છે. તેમના મત પ્રમાણે તો સ્નેહ અને શાન્તિના ધર્મના અસ્થિર બખ્તરનો તો માત્ર બાયલાઓ આશ્રય લે છે, અને એ ધર્મના નિયમોને કુદરત તરફથી કાંઈ માન મળતું નથી; કારણકે અન્તમાં તો સત્તાનોજ વિજય થાય છે. ભીરૂ ધર્મબોધકો જેને પાપ તરિકે ધીઃક્કારે છે, એજ માણસને માટે વિજય પ્રાપ્ત કરવાનો ખરો રસ્તો છે.

વિરૂધ્ધ મતવાળા આનો છેક અસ્વીકાર કરતા નથી. તેમનો તર્ક ખરો છે, પરંતુ તેઓ કહે છે " અધર્મમાં તેઓ વૈભવ પ્રાપ્ત કરે છે, તેમાં તેમને કલ્યાણ પણ જણાય છે, તેવડે તેઓના શત્રને પણ પરાજય આપી શકે છે, પરંતુ તેઓ તેજ પાયા આગળ ( જે વડે વધ્યા તેનાથીજ ) નાશ પામે છે. " સુખના અભિમાનથી માણસનું ચિત્ત બાહ્ય પદાર્થોમાં રમે છે, તેમજ ગરીબાઇને અંગે થતાં અપમાન અને દુઃખવડે, મનુષ્યની અતૃપ્ત તૃષ્ણાઓ પણ બાહ્ય પદાર્થો તરફ ખેંચાય છે. આ ઉભય સ્થિતિને વશ થયેલો મનુષ્ય શકિત દેવીને, કાંઈ પણ સંકોચ વિના સર્વોપરી માને છે. એ ક્રૂર દેવીના જમણા હાથમાં અન્યાયનું અને ડાબા હાથમાં પ્રપંચનું શસ્ત્ર હોય છે. સત્તાના આધારે મદોન્મત્ત બનેલા યુરોપની રાજ નીતિમાં આપણે આ શકિત દેવીની આરાધના જોઇ શકીએ છીએ. અને તેથીજ ત્યાંની રાજનીતિ પ્રસિદ્ધ કાર્ય કરતાં ડરે છે. તેમ છતાં એનો ખોટો બકવાદ અને સુલેહની શરતો નક્કી કરતાં એ કેવા ચાળા રમે છે તે તો જુઓ !

અરાજકતાના વખતમાં આપણી ભીરૂ અને છુંદાયલી પ્રજા, કવિઓની કવિતા માર્ફતે એજ શકિતની પ્રશંસા કરતા હતા; કવિકંકણની અને આનન્દ મંગલની દેવી ચંડી, મનસાનો સર્પની દેવીનો રાસ એ સર્વ પાપના વિજયગીત—અધર્મનો જય ગાતાં હતા. ક્રુર, પ્રપંચી અને પાપી શકિતના હાથથી કલ્યાણ રુપ શીવનો પરાજય એજ તેમનાં ગીતોનો ભાવાર્થ છે.

આપણા દેશમાં આજે એજ વિચારો બ્હાર પડેલા જણાય છે. ધર્મને નામે કેટલાકો એવું કહે છે કે, પાપ કરતાં ડરવું એતો માત્ર ભીરુતા છે; બીજા કેટલાક એમ ધારે છે કે બળવાનને પાપ નડતું નથી. અને એથી આપણે જોઇએ છીએ કે જેઓએ ઐહિક વિજય મેળવ્યો છે અને જેઓ તેમાં નિષ્ફળ નીવડ્યા છે એ ઉભય એજ વિચારો દર્શાવે છે.

પુણ્યને અડચણ રૂપ ગણીને તેઓ ધીક્કારે છે તેમજ શારીરિક બળથી એ અડચણુ ખસેડવાને પ્રયત્ન કરે છે. પરંતુ ખરી હકીકત એ છે કે શારીરિક બળજ માત્ર આ જગત્માં સર્વોપરી સત્તા નથી.

આ ભયંકર પાપ કાળમાં મ્હારી એવી પ્રાર્થના છે કે, ભયથી આપણે ડરવું નહીં, તેમજ તેની આરાધના કરવાને નમવું નહીં—પરંતુ તેની અવગણુના અને તીરસ્કાર કરવો. હું ઇચ્છું છું કે આ ઐહિક દુનિઆના ત્રાસજનક વૈભવો રુપી ડુંગરોની મધ્યમાં આપણું મસ્તક ઉન્નત રાખીને આપણે અભિમાન પૂર્વક બોલી શકીએ કે મ્હારૂં ધન અહીં નથી —આ વૈભવો એ મારૂં ધન નથી—સાંકળથી હું બંધાતો નથી, શસ્ત્રના પ્રહારથી હું ઘાયળ થતો નથી, મૃત્યુ મ્હને મારી શકતું નથીઃ " આ જે અમર તત્ત્વના નથી તેની સાથે મ્હારે શું કામ છે ?" આપણા પૂર્વજો કહી ગયા છે કેઃ " જે મૃત્યુ અને ભયથી મુકત છે તેની આરાધના કરો અને તેવડે શાન્તિ મેળવો. " ચાલો, તેમની આજ્ઞા આપણે પાળીએ અને ભય અને મૃત્યુ વિનાની શાન્તિ મેળવી તેમાં આપણે સ્વસ્થ રહીએ.

# ( ૨ )

પ્રાચીન બંગાલી સાહિત્યના કહેવાતાં મંગળ કાવ્યોનો વિષય, એક દેવને તખ્તપરથી પદભ્રષ્ટ કરી અન્ય દેવની સ્થાપના કરવા વિષે હોય છે. ભોળાં મનવાળા મનુષ્યને એમ લાગે કે, આવા પ્રકારના કલહમાં ધાર્મિક આદર્શોની ભિન્નતા કારણરૂપ થતી હશે. જો નવો દેવ મનુષ્યની ન્યાયબુદ્ધિને વિશેષ સન્તોષ આવી શકે એમ હોય તોજ આ ફેરફાર વાસ્તવિક ગણી શકાય.

પરન્તુ આ બાબતમાં તો વસ્તુસ્થિતિ તદ્દન ઉલ્ટીજ હતી. જે પુરૂષદેવ ગાદીપર હતો તે ખાસ નુકસાન કરે એવો ન હતો. પણ

ઓચીંતી એક સ્ત્રીદેવ પ્રકટ થઈ અને પુરૂષદેવને બદલે પોતાની પુજા થાય એવી આજ્ઞા કરી. એટલે જ્યાં પોતાને કોઇ પણ જાતનો હક ન હતો ત્યાં પ્રવેશ થવા માટે તેણે આગ્રહ લીધો. તેને શો અધિકાર હતો? બળ! તેણે શી પદ્ધતિ હાથ ધરી? જેનાથી અર્થ સરેતો! અન્તમાં જે પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો તે સામાન્ય બુદ્ધિવાળાને તો અસત્યજ લાગે છે. પરન્તુ એજ પદ્ધતિ આખરે વિજયી નીવડી. બળાત્કાર, છળ કપટ, અને ત્રાસથી મન્દીરમાં પ્રવેશ કરવાને તે શકિતવાન થઈ એટલુંજ નહી પરન્તુ કવિઓએ તેના તખ્ત આગળ હાજર રહીને સ્તુતિના કવનો ગાયાં. આવાં શરમભરેલાં કાર્યને માટે તેઓએ એવું કારણ બતાવ્યું કે, પ્રભુએ તેમને એ પ્રમાણે વર્તવાને સ્વપ્નમાં આજ્ઞા કરી હતી! આવા અંધારામાં એક વખત આપણો દેશ ઘેરાયલો હતો.

તે સમયનો ઇતિહાસ આપણને બહુ સ્પષ્ટપણે ખબર નથી, પરન્તુ તેનું ચિત્ર કંઇક નીચે પ્રમાણે છે; જ્યારે શાન્ત સરોવરરૂપી મૂળભૂમિમાંથી પરવાળાના ખડકની માફક બંગાળી સાહિત્યે પોતાનું મસ્તક ઉન્નત કર્યું ત્યારે બુધ્ધધર્મની પડતીનો પ્રારમ્ભ શરૂ થઈ ચૂકયો હતો. અને જે પ્રમાણે એક સ્વપ્ન બીજા સ્વપ્નમાં મળી જાય છે તેમ બુધ્ધનું સ્વરૂપ શીવમાં ભળી ગયું. શીવ સાધુ, યોગી હતા. તે વેદને અનુસરતા નહીં. તેને સૌ મનુષ્ય સરખા હતા. કવિ કંકણુની કવિતામાં અને આનન્દમન્ગળમાં પ્રારમ્ભમાંજ શીવ અને વૈદિક ધર્મના દક્ષ વચ્ચેનો કલહ વર્ણવ્યો છે. પરન્તુ આ ત્યાગી અને શાન્તિવાદી યોગી દીર્ઘ સમય સુધી ટકી શકયા નહીં.

યુરોપમાં પણ હમણાં પ્રવર્તતો શકિતનો ધર્મ જીસસ સરખા નમ્ર દેવનો અનાદર કરે છે; પાંડુવર્ણના દીન જીસસની તેમને જરુર નથી. તેમને દૃઢ શરીરના અને શિકારી દેવની અગત્ય છે—જે દેવ કોઈ પણ પ્રતિબંધને સ્વીકારે નહિ અને પોતાની આરાધના કરવાની આજ્ઞા પ્રસિદ્ધ

કરતાં કોઇ પણ પ્રકારની શરમ કે પશ્ચાત્તાપને ગણે નહીં. આ યુરોપીઅન ધર્મ કેવાં મદોન્મત્ત સંમેલનોમાંથી જન્મ પામે છે ? જે વિજેતાઓ પોતાના વિજયથી થયેલા નાશપર હર્ષમાં પાનોત્સવ કરે છે, અને જેઓ મદીરાની સાથે લ્હેજત આવવાને માટે પૃથ્વીના રૂચિકર કટકાઓ કાપે છે તેમના તરફથીજ આ ધર્મનો જન્મ થયો છે.

જે કવિઓના સંમેલનોમાં આનન્દ મંગલ ગાવામાં આવતો હતો તેમના તરફથી ઉપલાજ પ્રકારનો ધર્મ જન્મ પામ્યો હતો. પરંતુ એના સ્થાપકો કોણ હતા ? જીર્ણ વસ્ત્રવાળા, રક્ષણ રહિત, માન આબરૂ વગરના, ભુખે ટળવળતા હતા તેમના ક્ષુધાતુર, ભયાનક અને દુઃખી જીવનનું તે અંતિમ સ્વપ્ન હતું. ઇતિહાસ તાલમેળ વિનાના પદ્યમાં લખાતો નથી, પ્રત્યેક લીંટી પછી અનુપ્રાસ આવે છે. પાંચશો વર્ષ પર લખાયલી લીંટી સાથે આજની લીંટીનો અંતિમ ભાગનો અનુપ્રાસ કેટલો મળતો આવે છે ? ભવ્ય શોભા અને મીજબાની સહિત યુરોપ આજે શકિત દેવીની આરાધના ઉજવે છે. હિબિસ્કસ પુષ્પની માફક સુરાપાનથી તેમની આંખો રકતરંગી થઇ ગઇ છે, પશુ વધ કરવાને માટે શસ્ત્ર ઘસીને તીક્ષ્ણ કરવામાં આવ્યું છે, અને બલીદાન આપવાના જીવોને વધસ્તંભ સાથે બાંધવામાં આવ્યા છે. તેના કેટલાક ધર્મગુરૂઓ જીસસનો ઇન્કાર કરે છે; કેટલાક વળી દહીં અને દૂધમાં પગ રાખવા માગે છે. તેઓના કહેવા પ્રમાણે સ્તુતિસ્તોત્રો દ્વિઅર્થી હોવાથી ક્રાઇસ્ટ અને શકિત ઉભયને સાથે રાજી કરી શકાય, કારણ કે એ ઉભય એકજ દેવના સ્ત્રી અને પુરૂષ તરીકેના અર્ધ ભાગ છે; ટુંકમાં કેટલાકને પોતાના તખ્તપર અને કેટલાકને ગુરૂપીઠપર નશો ચઢયો છે.

અને આપણને પણ કલ્યાણ કર્તા શીવની જરૂર જણાતી નથી. આપણે પણ ચંડીનો મંગલ ગાવોજ જોઇએ અને ભયંકર દેવીની કર્તાહર્તા તરીકે પ્રશંસા કરવીજ જોઇએ. પરંતુ આપણું ગીત એ સ્વપ્ન

રચિત, અતૃપ્ત તૃષ્ણા જનિત, અત્યંત ભય અને નિષ્ફળ નીવડેલા ઉદ્યમનું પરિણામ છે. વિજેતાની ચંડીની આરાધનામાં, અને પરાજીત થયેલાના યશોગાનમાં આટલોજ ફરક છે.

કદાચ તમે એમ પુછશો કે ચંડીનો ધર્મ મૂળ સ્વરૂપમાં, આરમ્ભથી અંત સુધીમાં માત્ર સ્વપ્ન રૂપજ હતો એમ સિદ્ધ કરવાનો શો પુરાવો છે. વાર્તામાંના શિકારી કાલ કેતુને શું થાય છે તેનો વિચાર કરો. એ સ્વચ્છંદી દેવી તેને વરદાન તરીકે એક વિંટી આપે છે, અને તેનું ઘર તરતજ સુનાથી ઉભરાઇ જાય છે. આ સાધારણ શિકારી ત્યાર પછી કાલિંગાના રાજા સાથે યુદ્ધમાં ઉતરે છે તેજ વખત શારીરિક બળનો વાંદર દેવ હનુમાન તેની સહાયે આવે છે અને કલિંગાના સૈન્યને મુષ્ટિ અને લત્તા પ્રહારથી પલાયન કરાવે છે. સ્વપ્ન ભુમિમાં રચાયલી આ શકિત ભય અને ક્ષુધા સિવાય બીજા શાનું પરિણામ હોય ? ત્યાં સઘલું ઓચીંતુ અને વિશ્વના નિયમોથી વિરૂદ્ધ થાય છે. અને આવાં આકસ્મિક લાભની આશામાં આપણા લોકો મા ! મા ! કરીને ચંડીના યશોગાનને પુકાર કરવા લાગ્યા, અને તેજ ચંડી સત્ય અને અસત્ય વચ્ચે કાંઈ પણ ભેદ સમજતી નથી, અને પોતાની ઇચ્છાઓ પાર પાડવાને માટે સત્ય અને અસત્યનો ઉપયોગ એક સરખી સ્હેલાઇથી કરી શકે છે ! શી રીતે અને શા કારણ ન્હાનાને મોટો, ગરીબને ધનવાન, નિર્બલને બલવાન્ બનાવી દે છે, તે જાણવાની તેને દરકાર નથી ! કોઈ પણ પ્રકારની યોગ્યતા આવશ્યક જણાતી નથી, હૃદયની દીનતા દુર કરવાનું આવશ્યક હોતું નથી ! સર્વ વસ્તુઓ ભલે હોય તેજ સ્થિતિમાં પડી રહે, પણ માત્ર હાથ જોડીને ભકતે મા, મા, ઉચ્ચારવું જોઇએ !

જ્યારે મોગલો અને પઠાણોનો નાશજનક પ્રવાહ બંગાલપર ઉતરી આવ્યો ત્યારે બાહ્યદૃષ્ટિથી તો સર્વ અવલોકન કર્તાઓને શકિતનોજ માત્ર વિજય જણાયો. કલ્યાણકર્તા શીવ કે કોઇ પણ પ્રકારના નૈતિક નિય-

મનું ચિન્હ સરખુંએ ન જણાયું. આવે સમયે જો માણસ દ્રઢતાથી ટકી રહે અને પ્રતિજ્ઞા કરે કે "હું દુઃખ ખમીશ, પરન્તુ આ ત્રાસજનક વસ્તુને નમીશ નહીં," ત્યારેજ તેનાથી આખરે જીતી શકાય. ધનપતિ અને ચન્દ નામના વેપારીના સંબંધમાં આપણે જોઇએ છીએ કે તેઓ લગભગ અન્ત સુધી પુરૂષાર્થ ધારણ કરી રહયા અને દ્રઢતાથી તેમણે પોતાનો બચાવ કર્યો. તેમના પર પ્રહારપર પ્રહાર પડયા, પ્રત્યેક દિશામાંથી બળ અને પ્રપંચ વડે તેમનીપર હુમલો કરવામાં આવ્યો, પરન્તુ તેઓ પોતાની પૂજાનું સ્થાન બદલવાને માટે સંમત થયા નહીં. પરન્તુ ભયંકર ચન્ડીએ પ્રતિજ્ઞા કરી કે, તેમને ભયથી ડરાવી, શોકથી ભગ્ન કરી, જાનમાલના નાશથી નિર્બળ કરી, અને કદાચ તેમના વાંસાની કરોડ ભાંગવી પડે તો તે પણ ભાંગીને, તેમની પાસે પોતાની આરાધના મનાવવી, નહીં તો—તેની આબરૂ જોખમમાં આવી પડે એમ હતું. એ આબરૂ તેના કોઇ નૈતિક વિચારને માટે ન હતી. અને તે માટે તેણે સજા કરવી ચાલુ રાખી.

આખરે જ્યારે દુઃખ સહન કરવાની મર્યાદા આવી ગઈત્યારે તે અર્ધમુએલા વેપારીઓએ શીવને તેના આસન પરથી ખસેડી ચન્ડીને તેમનું મસ્તક નમાવ્યું. આ તેમના મનુષ્યત્વ ના અપમાનથી તેમને જે દુઃખ થયું તેની સાથે સરખાવતાં તેમનું આગલું દુઃખ શી વીસાતમાં હતું? ભય અને મૃત્યુરહિત આત્મા આ પ્રમાણે ભયની સત્તા સ્વીકારે, અને મૃત્યુની પોતાના કરતાં મહત્તર દેવ તરીકે આરાધના કરે એથી વિશેષ દુઃખજનક શું ? આવા પ્રસંગોમાંજ શકિતનો વિજય દારૂણ ઉગ્રતા વાળો હોય છે.

આ પાછલા સમયમાં આપણે યુરોપની દેવીની આરાધના કરવા મંડયા છીએ. અને તેને હાથેજ આપણો સંપૂર્ણ પરાજય થવાનો સંભવ રહે છે. જો તે આપણને દુઃખ દેવા માગતી હોય તો ભલે આપણે દુઃખ ખમીશું—પણ આરાધના ? નહીં ! આપણી આરાધના માત્ર

ન્યાય દેવતાને માટેજ છે. જો તે આપણુને શોકમાં નાખવાના કાર્યમાં આગ્રહથી મંડી રહે તો ભલે, પણ શું પરાજય આપી શકે? કદાપી નહીં! મૃત્યુ કરતાં કોઈ પણ ઘા વધારે મોટો હોઈ શકે નહીં. પણ જો મૃત્યુમાં મૃત્યુ પછી પણ આપણે અમર રહીએ છીએ, એ સત્ય જો તેનાથી આપણે ભુલીએ તો જરૂર આપણે શાશ્વત મૃત્યુ પામીશું. "પોતાનો આત્મા મહાન્ અને અમર છે એવું જ્ઞાન મેળવવાથી મનુષ્ય શાન્તિને પામે છે અને શોક કરતો નથી."

# (૩)

પોતાના વાડાનો ઉપયોગ ખેતી કામમાં લેવામાં આવે એ આપણા દેશમાં મ્હોટામાં મ્હોટું સંકટ ગણાય છે. કારણ કે વાડાની વિશાળ—ખુલ્લી જગો એજ તે માણસને તેનું ધન છે. બ્હારતો બહુયે જગા હોય એ કાંઈ મ્હોટી વાત નથી, પરંતુ જ્યાં સુધી પોતાની પાસે–અંદર ન હોય ત્યાં સુધી આપણે તેને પોતાનું ગણી શકતા નથી. વાડામાંની જગો એ માણસના પોતાના ઘરનો એક ભાગ છે. અહીં જે સૂર્યનો પ્રકાશ પડે છે તે એના પોતાનોજ માને છે, અને એજ સ્થળમાં એનુ બાલક તાલી પાડીને ચંદ્રને આમંત્રણ કરે છે, તેથી જો વાડો ખુલ્લો ન રાખવામાં આવે, અને તેમાં પાક ઉતારવામાં આવે તો બાહ્ય સૃષ્ટિ તથા આંતર સૃષ્ટિનો રાખવા ધારેલો સંબંધ તુટી જાય છે.

ધનિક અને દરિદ્રિ વચ્ચે એટલો ફેર હોય છે કે, ધનવાન મનુષ્ય પોતાના ઘરમાં મ્હોટી વિશાળ જગો રોકી શકે છે. જે ફર્નિચર વડે ધનવાન મનુષ્ય પોતાનું ઘર શણગારે છે તે કદાચ મૂલ્યવાન્ હોય, પરંતુ જે સ્થળવતી તે પોતાનું આંગણું અને ઉદ્યાન વિશેષ વિશાળ બનાવી શકે છે તેનું મૂલ્ય અતિશય વધારે પ્રમાણુમાં છે. વેપારીની દુકાન માલથી ઉભરાઇ જતી હોય છે, અને ત્યાં સ્થળ બચાવવાંને માટે એ નિરૂપાય

હોય છે અને તે સ્થિતિમાં જો તે કદાચ કરોડપતી હોય તો પણ તે દરિદ્રી છે. પરંતુ પોતાના ઘરમાં તે તેના ઓરડાઓ ઉંચા, લાંબા અને પ્હોલા રાખે છે અને તે વખતે ઉપયોગિતાના સિદ્ધાંતનો અનાદર કરે છે. એના મોટા બાગ બગીચાની જગોની આપણે તો વાતજ કરતા નથી, અને એ પ્રમાણે સ્થળને માનની પદવી આપેછે, જરૂરીઆત જણાવે છે—આજ સંજોગોમાં વેપારી ખરેખર ધનવાન છે.

ખાલી સ્થળજ નહીં પરંતુ ખાલી સમયનું—નવરાશનું—પણ બહુજ મૂલ્ય હોય છે. ધનવાન પોતાના ધનને લીધે ફુરસદ કાઢી શકે છે. આ પ્રમાણે સમયરૂપી ક્ષેત્રના અણખેડેલાં સ્થળો રાખવાં અને જે ખેડવાની તેને જરૂર પડે નહી—એવી ફુરસદ હમેશ મળીજ રહે—એ સ્થિતિ તેના ધનની કસોટી કરે છે.

હજી એક બીજું એવું સ્થળ છે કે જ્યાં મોકલાશનું સર્વથી વિશેષ મૂલ્ય છે—અને તે મનની અન્દર છે. જે વિચારો કરવાજ પડે અને તેમાથી આપણે નજ મુકત રહી શકીએ, એ વિચારો નહીં પરન્તુ ચિન્તાઓ છે. દીન અને દુઃખીના વિચારો, જેમ કંટકવાળા વેલાઓ જીર્ણુ મંદિરને વળગી રહે છે તેવી રીતે તેમના મનને વળગી રહે છે.

દુઃખથી મનની સઘળી બારીઓ બંધ થઇ જાય છે. શારીરિક તન્દુરસ્તિની વ્યાખ્યા કરીએ તો એ એવી સ્થિતી છે કે જેમાં શારીરિક ચૈતન્ય વિશાળ મેદાન સરખું હોય છે. પરન્તુ પગના અંગુઠા સરખા શરીરના કોઇ પણ ખુણામાં સ્હેજ દુઃખ થાય કે એ સમસ્ત ચૈતન્ય દુઃખમય બની જાય છે અને એકે ખુણો ખાલી રહેતો નથી. જે અવકાશને માટે મન ઇચ્છા કરે છે તે દુઃખી સ્થિતિમાં મળી શકતો નથી.

ખુલ્લાં સ્થળો વિના જેવી રીતે માણુસ ભવ્યતામાં રહી શકતો નથી, તેમજ પ્રવૃત્તિ રહિત સમયના અવકાશ વિના—શાંતિ સિવાય મન ભવ્ય

વિચારો કરી શકતું નથી--અને તેથી તેને સત્યનું પ્રમાણુ બહુ સૂક્ષ્મ જણાય છે. લઘુ સત્યો, ઝાંખા પ્રકાશની માફક, દૃષ્ટિને વક્ર કરે છે, ભયને પ્રેરેછે, મનુષ્યો વચ્ચેના સમાગમનું ક્ષેત્ર સાંકડુ બનાવી દેછે.

આ બારી આગળ આવ્યા પછી મને જણાયું કે હિન્દીઓને માટે મોટામાંમોટું દુર્ભાગ્ય સઘળી બારીઓ બંધ કરવામાં આવી છે તેજ છે. અને જે ન્હાનાં અવકાશનાં સ્થળો આપણે ભાગે રહયાં હતાં તેમાં કન્ટકના છોડ અને વેલાઓ ઉગીને સર્વત્ર પ્રસરી ગયા છે.

પ્રાચીન ભારતવર્ષમાં એક વસ્તુ ઘણા વિશાળ પ્રમાણુમાં મળી શકતી.—અને વસ્તુ અમૂલ્ય છે એમ આપણે જાણતા હતા. અને એ વસ્તુ તે માનસિક અવકાશ હતો, કે જેની સહાયથી આપણે મહાન સત્યોને ઉકેલી અને અનુભવી શકતા હતા. એક એવો સમય હતો કે જયારે હિન્દ એક વિશાળ ચોગાનની મધ્યમાં, સુખ અને દુઃખ, લાભાલાભની સ્પૃહા કર્યા વિના, "જે સત્યની પ્રાપ્તી કર્યા પછી અન્ય કાંઇ પણ વિશેષ લાભપ્રદ જણાતુ નથી," તે સત્યનું અવલોકન કરી રહયું હતું.

પરન્તુ વિચાર કરવા માટેનો વિશાળ અવકાશ પણ આપણે ગુમાવ્યો છે. હવે હિન્દીને એક પણ દિવસનો આરામ મળતો નથી. અને આરામના સમયનો પ્રવાહ સાંકડોને સાંકડો થતો ગયો, અને અન્તે એનું મુખ પણ સુકાઇ ગયું છે, અને તેનું સમસ્ત ચૈતન્ય દુઃખની ભાવનાથી ભરાઇ રહયું છે.

અને જેવો હું આ બારી પાસે આવ્યો કે, ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ સુધી આખા દેશમાં નિર્બળોના પોકારનો જે ટંકાર વાગી રહ્યો છે તે વાડામાંથી મ્હારે કાને પડયો. ઇતિહાસમાં કોઇ પણ સમયે નિર્બળો આટલા નિર્બળ ન હતા.

શારીરિક બળ આજે આટલું ક્રૂર અને સંપૂર્ણ પ્રમાણુમાં સર્વોપરી છે તેમાં આપણે વિજ્ઞાનનો ઉપકાર માનવાનો છે. અભિમાની દઢાંગ

મલ્લની ચીસથી આખી પૃથ્વી ગાજી ઉઠી છે. આકાશ, જે અત્યાર સુધી મનુષ્યોની દુષ્ટવાસનાઓથી અભેદ્ય હતું તે પ્રદેશમાં પણ મનુષ્યની ક્રૂરતાએ આક્રમણ કર્યું છે. અને સાગરના તળીયાંથી તે આકાશના ઘુમ્મટ સુધીમાં સર્વત્ર ભેદાયલાં હૃદયોનું શોણીત વહે છે.

જ્યારે વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે, અને બળવાન્ અને નિર્બળ વચ્ચે આટલું અમાપ અંતર છે તેમાં જો આપણને એમ જણાય કે, આવા બળવાનને પણ બ્હીક હોય છે તો આ ભીરૂતાનું વિચાર પૂર્વક કારણ શોધી કહાડવાની આપણી ફરજ છે. અને એનું ખાસ કારણ તો એ છે કે યુરોપમાં જે સુલેહ સ્થપાય છે તે નિત્ય કે અનિત્ય રહેશે તે નક્કી કરવાને માટે બલવાન્‌ની માનસિક સ્થિતિ જાણવાની જરૂર છે.

જ્યારે યુદ્ધ પૂર્ણ મચી રહ્યું હતું, અને જ્યારે જય કે પરાજય થશે તે આશા પુર્વક કહી શકાય એમ ન હતું ત્યારે, એવી વિભક્ત માનસિક અવસ્થામાં, જે પક્ષને સહન કરવું પડતું હતું તે પક્ષે સામાં પક્ષપર સુલેહની શરતો તોડવાનો દોષ, યુદ્ધમાં ભાગ ન લેનારા નિર્દોષોનો આકાશમાંથી બોમ્બ નાખીને કરવામાં આવેલા ઘાતનો દોષ, અને પ્રતિબંધ મુકેલા એવા નાશકારક યંત્રોનો ઉપયોગ કરવાનો દોષ, વગેરે આંતર પ્રજાકિય ગુન્હાઓના આરોપો મુકયા. માણસો શાને માટે ગુન્હાઓ કરે છે ? જ્યારે પ્રસંગોની જરૂરીઆત સત્ય કરતાં પણ તેમને મન વધુ જણાય છે ત્યારે. આ પ્રમાણે સત્યને માર્ગે વળવાની ઇચ્છા કરતાં પણ વિજયને માટે જર્મનોની ઇચ્છા વિશેષ સબળ હતી. જ્યારે આથી વિરૂદ્ધ પક્ષને ઘણું સહન કરવું પડયું ત્યારે જર્મનો ઘણાં દુષ્ટ કૃત્યો કરે છે એવી ફરીયાદ કરવાનું જારી રાખ્યું. યુદ્ધ હોય તો પણ શું થયું ? શું કાયદો અથવા રાજ્ય જેવું કશું છેજ નહીં ? જ્યારે જ્યારે પોતાના જીતાયલા પ્રદેશોમાં, અલ્પ દોષોને માટે, નિર્દય અને અપ્રમાણ શિક્ષા ગુન્હેગારોને કરવામાં આવતી ત્યારે જર્મની હમેશાં તે નીતિને ઉપયોગી તરીકે

જણાવતું. છતાં પણ વિરૂદ્ધ પક્ષે ઘણો અસર કારક ક્રોધ બતાવ્યો. શું ઉપયોગિતા એજ માનવ જાતિનું ઉચ્ચતમ દૃષ્ટિ બિન્દુ છે? શું સંસ્કૃતિને માથે કોઇ જાતની ફરજોજ નથી; અને જેઓ આવી ફરજોની અવગણના કરે છે તેઓને શું કદી પણ સુધરેલી પ્રજાઓમાં સ્થાન મળી શકે?

સત્યના નિયમને અનુસરીને વિચાર કરતાં તો આવા પ્રશ્નોનો એકજ ઉત્તર આપી શકાય. અને જ્યારે આવા ઉત્તરો અપાતા આપણા સાંભળવામાં આવ્યા ત્યારે આપણને એમ લાગ્યું કે આ યુદ્ધના દાવાનલમાં આ દુષ્ટ કાળનું સર્વ પાપ ભસ્મ થઈ જશે; અને મનુષ્યોની માનસિક સ્થિતિમાં આટલો ફેરફાર થાય છે તો મનુષ્યોની સ્થિતિ સુધર્યા વિના રહેશે નહીં. માનસિક સ્થિતિ બદલાયા વિના કાયદા અને વ્યવસ્થામાં ફેરફાર કરવામાં આવે એ નિરર્થક છે, એ કથન શું સત્ય નથી?

પરન્તુ આપણે એક ભૂલ કરી. આપણા દેશમાં સંતાપ આવતાંને વારજ જો ત્યાગની વૃત્તિ થઇ આવે તો તે તરફ શંકાની નજરે જોવાય છે. આપણી પ્રિય વસ્તુને ઝુંટાવી લઈ જવાથી નિર્બળ બનેલું હૃદય ત્યાગ તરફ ઘણુજ ખેંચાય છે, પરન્તુ ખરો ત્યાગ તો બળવાન હૃદયનોજ છે. કદાચ પરાજય થાય એવી શંકાથી ડરનારા માણસોના મુખમાંથી નીકળતા સત્ય અને ન્યાયના શબ્દોપર આપણે વધુ ભરોસો રાખવો ન હતો.

છતાં એજ પક્ષ વિજય પામ્યો છે. તેઓ હવે જગતની શાન્તિનો પાયો શી રીતે સલામત બનાવી શકાય તે પર સંમેલનો ભરી વિચાર ચલાવે છે. ભાષણો થાય છે, સુચનાઓ કરવામાં આવે છે, ખરડાઓ મુકાય છે, અને વળી રદ થાય છે, તેમજ જમીન અને દેશના કટકાઓ પાડી ભાગે પડતા માંહોમાંહે વ્હેંચી લેવામાં આવે છે. આ કારખાનામાં કેવા પ્રકારનું શસ્ત્ર ઘડાશે તેની અટકળ કરવાને હું અશકત છું.

પરન્તુ એક વાત મ્હને સ્પષ્ટ સમજાય છે. આ યુદ્ધના સર્વ દાવાનલથી પણ કલીયુગનું પાપ ગયું નથી, તેમજ યુરોપના દૃષ્ટિબિન્દુમાં ફેર

ક્રાર થયો નથી. કલીયુગની ગાદી શા આધારપર રહેલી છે? લોભપર—આપણી સત્તા હેઠળના પ્રદેશના કિંચિત્ તીલમાત્ર પણ ભાગ આપણે ગુમાવશું નહીં તેમજ તે મેળવીને આપણે છોડીશું નહીં. અને તેથી બળવાન સત્તાને પણ એવો ચાલુ ભય રહે છે કે રખેને કદાચ, હાલ નહીં તો ભવિષ્યમાં આપણે કોઇ પણ પ્રકારનું નુકસાન થાય. જ્યાં સ્હેજ ખોટ આવે એજ વિચાર અસહ્ય થઇ પડે ત્યાં સત્ય અને ન્યાયની શી વાત કરવી! જ્યારે કોઈ પણ પ્રકારની યોગ્યતાને આધારે કે કોઇ પણ કાયદાના સંબંધમાં નહીં પરન્તુ માત્ર લોભને વશ થઇનેજ ન્યાય કરવામાં આવે છે ત્યારે અસત્યને સત્ય તરીકે ઘણી સ્હેલાઇથી માની શકાય છે.

આ ભયંકર તૃષ્ણાના સમયમાં જ્યારે એક બળવાન સત્તાને બીજી બળવાન સત્તાનો ભય રહેછે, ત્યારે બન્ને પક્ષ સત્યનું નામ લઇને તકરાર કરે છે અને અન્યોન્ય સાથેના સંબંધમાં નિયમોના કોઇ પણ પ્રકારની નિર્બળ બારી ન રહી જાય તેને માટે મરણતોલ પ્રયત્ન કરે છે. પરન્તુ જ્યારે આવા સમયમાં નિર્બળ પક્ષથી સબળ પક્ષ સ્હેજ પણ બ્હીતો હોય, તો શિક્ષા કરવાના આવેશમાં કાયદાના નિયમોમાં મ્હોટી બારીઓ રાખવામાં આવે છે અને ન્યાયબુધ્ધિને તેમાં સ્થાન મળતું નથી.

સબળ અને નિર્બળના ભયમાં ભેદ હોય છે. નિર્બળ પોતાને ઇજા થવાના ભયથી ડરે છે, જ્યારે બળવાન્ પોતાના માર્ગમાં કોઇ પણ પ્રકારની અડચણ આવી પડે તેને માટે ડરે છે. " Yellow Peril " ( પીલી ચામડીવાળી પ્રજાઓનો ભય ) એનાથી પાશ્ચિમાત્યો બહુ ગભરાયા હતા તેતો આપણે સર્વે જાણીએ છીએ. આમાં સર્વ ભક્ષી તૃષ્ણાને એ ભય હતો કે કદાચ કોઇક સ્થળે તેને પૂર્ણ સંતોષ મેળવવામાં પ્રતિબંધ નડશે.

આવો પ્રતિબંધ નડવાનો સંભવ કયાં હતો. એ નિર્બળોમાંથી કદાચ એકાદ તેમના જેટલો બળવાન થઈ આવે એવો સંભવ એજ મ્હોટો

ભય હતો. અને આમ થતું અટકાવવાને નિર્બળને નિર્બળજ રાખવાની જરુર હતી ! મનુષ્ય પ્રજાના શેષભાગ તરફ એજ નીતિને અનુસરીને યુરોપ વર્તન કરે છે, અને આ નીતિથી જે ભય ભરેલી શંકાઓ હમેશ જન્મ પામે છે ત્યાં સુધી શાન્તિ શી રીતે સ્થપાય ?

એન્ટોલે ફ્રાન્સ લખે છે કે " પ્રથમ દૃષ્ટિએ આપણને જણાતું નથી કે, જે પીળી પ્રજાઓના ભયથી યુરોપના અર્થ શાસ્ત્રીઓ ડરે છે તેની સરખામણી, એશિયા પર જે શ્વેત પ્રજાઓનો ભય લટકી રહયો છે, તેની સાથે થઇ શકે. ચીનાઓ કાંઈ આપણા યુરોપીઅન કારભારમાં કલહના બીજ વાવવાને માટે, અથવા ખ્રિસ્તીઓને તેમનો ધર્મ શીખવવાને માટે પેરીસ, બર્લિન, અને સેન્ટ પીટર્સ બર્ગમાં તેમના મીશનરીઓને મોકલતા નથી. ચાઇનીઝો અને યુરોપીઅન વચ્ચેના કલહોનો પોતાની કોર્ટો વડે નીકાલ કરવાના પ્રજાસત્તાક રાજ્યપાસે હક માગવાને માટે ( Extra-territoriality ) કવીબેકના અખાતમાં ચીનાઇ લશ્કર ઉતરીને આવ્યું હતું નહીં. ફ્રાન્સમાં જાપાનીસ વેપાર સુધારવાને માટે એડમિરલ ટોગોએ એક ડઝન મનવારો વડે બ્રેસ્ટરોડઝ પર પોતાનો મારો ચલાવ્યો હતો નહીં. ઉચ્ચતર સંસ્કૃતિના નામ નીચે તેણે વર્સેલીસને કાંઇ બાલ મુકયું નથી. મહાન્ એશીયાટિક રાજ્યોના લશ્કરો પેકીંગ અને ટોકિઓ તરફ લુવુરના ચિત્રો અને એલીઝીની 'સીલ્વર સર્વિસ'—રૂપાનો સામાન—ઉઠાવી ગયા ન હતા.

ના, ના, એમ તો નથીજ ! મોન્સ્યૂર એડમંડથેરી પણ કબૂલ કરે છે કે પીલી વર્ણના માણસો શ્વેતવર્ણના માણસોની આટલે અંશે નકલ કરી શકે એટલા સુધરેલા નથી. અને એમ પણ જણાતું નથી કે ભવિષ્યમાં તેઓ એટલા ઉચ્ચ નૈતિક ધોરણ પર આવી શકશે. આપણા સદ્ગુણો તેમનામાં આવે એ સંભવ શી રીતે હોય ? તેઓ કાંઇ ક્રિશ્ચીઅન નથી. પણ જેઓને આ વિષય પર બોલવાનો હક છે તેઓ એમ ધારે

છે કે પીલીવર્ણું તરફથી આપણે આર્થિક ભય હોવા છતાં પણ ' યલો પેરીલ ' થી આપણે ડરવું જોઇએ. જાપાન, અને જાપાનના હાથથી વ્યવસ્થિત ચાઈના તરફથી આપણે યુરોપના બજારોમાં બ્હીવાનું છે. કારણુ તેમની હરીફાઈ મ્હોટા પ્રમાણુ પર, ભયંકર, રાક્ષસી અને બેડોલ નીવડશે કે જેનો વિચાર કરતાંજ અર્થશાસ્ત્રીઓના રોમાંચ ખડા થઇ જાય છે. એટલેકે, તૃષ્ણાને અટકાવી શકાતી નથી. જે પડતી દશામાં છે તેને તેજ સ્થિતિમાં રહેવા દેવો અને જે સ્હેજ પણ ચઢવાના ચિન્હો બતાવે તેને ભયરૂપ ગણીને તેની સાથે તેવું વર્તન કરવું જોઇએ.

જ્યાં સુધી આ તૃષ્ણાનું જોર રહે છે ત્યાં સુધી કોઇ પણ સુલેહનું સંમેલન જગતને શાન્તિ અપાવી શકશે નહી. કારખાનાઓમાં અનેક વસ્તુઓ બને છે પણ કારખાનામાં સલાહ પણ બનાવી શકાય એ માનવાને માટે હું ના પાડું છું. ધનવાનો અને કારીગરો, સરકાર અને પ્રજાવચ્ચે જે કલહો છે તે પણ ઉપલીજ તૃષ્ણાનું પરિણામ છે. તેથી આપણો નિર્ણય આપણા જુના કથનને અનુસારજ હોવો જોઇએ.

" તૃષ્ણામાં પાપ છે; પાપમાં મૃત્યુ છે. "

જ્યારે આવા સંજોગોમાં બળવાન સત્તાઓ પોતાના મતભેદોનો નિર્ણય કરે છે ત્યારે તેઓ પોતાની આસપાસ મ્હોટી દિવાલો બાંધી દે છે. અને નિર્બળના આસપાસ ન્હેરો ખોદી કાઢે છે જેથી તેમની તૃષ્ણાનો પ્રવાહ નિર્બળ તરફ વળે અને તેમના પોતાના લાભો સલામત રહે. પોતપોતામાં તેઓ પૃથ્વીના નગદ ટુકડાઓ વ્હેંચી લેછે, કારણુ કે તેમાં તેમના દાંત બહુ સ્હેલાઇથી આવી શકે છે, અને કદાચ ચીરા કરતી વખત તેમની દાઢને કાંઈક ઈજા થાય તો તો વૈર વાળવાનું વધુ સ્હેલું થઇ પડે. પણ એટલું તો નિશ્ચયપૂર્વક કહી શકાય કે આ સ્થિતિ શાશ્વત તો નજ ટકે. કારણુકે લુટમાં આવેલી વસ્તુઓના વિભાગોની

વ્હેંચણી કરવામાં તેઓ હમેશ તો સંમત નજ રહે. હરીફાઇમાં ઉતરતી તૃષ્ણાને સરખો સન્તોષ મળી શકે નહીં. પાપનું બાકોરૂં પુરાય નહીં; અને એકાદ દિવસ એ બાકોરાં વાળું વ્હાણ સઘળા મુસાફરોની સાથે ડુબી જાય છે.

પ્રભુએ આપણને એક ચિન્તાના કારણથી મુક્ત રાખ્યા છે. શારીરિક બળ મેળવવાને માટે એક તસુનો માર્ગ પણ આપણે માટે રાખવામાં આવ્યો નથી. આશા, જે પ્રતિબંધોની ઉપર ઉડી શકે છે, તેની પણ પાંખો કાપી નાખવામાં આવી છે. આપણે માટે માત્ર એકજ રાજમાર્ગ ખુલ્લો છે—જે માર્ગ આપણને સર્વ શોકની મર્યાદા બ્હાર લઇ જાય છે. ભલે પાપ બ્હારથી આપણી પર હુમલો કરે, પરન્તુ તેને અન્દર પ્રવેશવા દેવું નહી. આપણને જેઓ સંતાપે છે તેમનાથી પણ જ્યારે આપણે મ્હોટા દિલના થશું ત્યારેજ આપણા દુઃખોની કિમત થશે. આ માર્ગ યુદ્ધ કરવાનોયે નથી અને અરજીઓ કરવાનો પણ નથી.

"શાન્ત મનના માણુસોને અમર સત્યની ખાત્રી હોય છે. તેઓ ક્ષણિક વસ્તુઓમાં શાશ્વતને શોધતા નથી."

# (૪)

પૃથ્વીના અમુક ભાગનું જળ વરાળરૂપે આકાશમાં ચઢે છે. ત્યાંની શુદ્ધ ઉચ્ચ ભૂમિમાં જે વિશાળ ગતિ અને સંગીત એ જળ મેળવે છે તે વડેજ નીચે વર્ષારૂપે પડે છે અને પાછું પૃથ્વીના તેજ જળને મળે છે. તેજ પ્રમાણે માણુસોના મનનો એક ભાગ જગતને ત્યજીને આકાશ પ્રતિ ઉડે છે; પરન્તુ આ આકાશપ્રતિ ઉડનારૂં મન પાછું વારંવાર પૃથ્વી સાથે બંધાયલાં મન જોડે મિશ્ર થવાથીજ સંપૂર્ણતા મેળવે છે.

છતાં રણના કેટલાક મોટા ભાગો એવા હોય છે કે જ્યાં વરસનો મોટો ભાગ વરસાદ પડતો નથી. જે જળ વરાળરૂપે ઉપર ચઢે છે તે

પૃથ્વીપર પાછું વર્ષારૂપે પડતું નથી. ઉચ્ચ મન નીચેના મન સાથે સમાગમમાં આવી શકતું નથી. આવા પ્રદેશોમાં કૃત્રિમ ન્હેરો ખોદીને જળનો ઉપયોગ કરી શકાય, પણ તેમને માટે વરસાદના ઝાપટાનો અલૌકિક આનન્દ ક્યાંથી હોય ? આકાશ ને પૃથ્વીના પાણી ભેળાં થતાં જે સંગીત થાય છે તે તેમના નશીબમાં ક્યાંથી ?

આટલું તો માત્ર સૂકવણા માટે આપણે કહ્યું. આ ઉપરાંત, કાદવનો વરસાદ, રકતનો વરસાદ, વગેરે ભયંકર ઉત્પાતો થાય છે એવું આપણા સાંભળવામાં આવ્યું છે. જ્યારે વાતાવરણ અશુદ્ધ હોય અથવા તો હવામાં ધુળ હોય ત્યારે આ પ્રમાણે થાય છે. એ કાંઇ પુનિત કરતી આકાશની ધારાનું સંગીત નહીં પણ માત્ર પૃથ્વીના પાપો પાછાં તેની ઉપર પડે છે.

એજ પ્રકારના તોફાન અને ઉત્પાત આજે આપણી આસપાસ ફરી વળ્યાં છે. પૃથ્વીની પાપથી ભરેલી ધુળ ઉપર આકાશમાંથી મેલો વરસાદ પડે છે. આકાશમાંથી વરસતા જળમાં સ્નાન કરીને પવિત્ર થવાની આપણી આશા અનેક વખત નિરાશામાં ફેરવાઇ ગઇ છે. કાદવથી આપણું મન ખરડાયલું છે અને રકતનાં ચિન્હો પણ જણાય છે. આ પ્રમાણે એ સર્વ લુછી નાખવામાં આપણે કેટલો સમય ગુમાવીશું ? આપણી રકતથી ખરડાયલી પૃથ્વીમાંથી સુલેહને માટે જે પ્રાર્થના કરવામાં આવે છે તેનાં સ્વરભંગવાળા સંગીતને પવિત્ર કરવાને માટે સ્વર્ગની શાંતિ પણ અશકય છે.

શાન્તિ ? શાન્તિને માટે કોણ પ્રાર્થના કરી શકે ? જેઓ ત્યાગ કરવાને તૈયાર છે તેઓજ. ભક્ષ કરવાની તૃષ્ણાથી જેઓની આંગળીઓ સાપની માફક ભક્ષ પકડવાને માટે તલપી રહી છે, તેઓ સલાહ માગે છે, પણ તે દગા ફટકાથી, અને નહીં કે તેનું યોગ્ય મૂલ્ય આપીને. તેઓ જે સલાહ ઇચ્છે છે તે તો માત્ર આ પૃથ્વીપરની સઘળી મલાઇ, વિના પ્રતિબંધે ચાટી જવાની તક મેળવાય એ સારૂ જ છે.

પરન્તુ બને છે એવું કે મલાઇની બરણીઓ ઘણું ખરું નિર્બળોના હાથમાંજ રહે છે. અને તેથી કુદરતી રીતે આવી સ્થિતિમાં પોતાની તૃષ્ણાનો નિગ્રહ કરવાનું બળવાન સત્તાને માટે ઘણું અઘરૂં થઈ પડે છે. જ્યાં તૃષ્ણાનો પદાર્થ સુરક્ષિત હોય છે ત્યાં આત્મસંયમ બહુ સ્હેલાઇથી પાળી શકાય છે અને પોતાની ભલાઇપર શાબાશી લેવાની તક પણ મળે છે. કેટલાંક એવાં કઠણ સ્થળોમાં ભલાઇ બતાવવામાં ઘણો લાભ સમાયલો છે. પરંતુ સુંવાળા સ્થળોમાં બળવાનોને માટે પોતાનું ઉચ્ચ ચારિત્ર્ય નિભાવવું કટલું કઠણ પડે છે તે દર્શાવનારા ઉદાહરણોની ખોટ નથી. જ્યાં રક્ષણ નિર્બલ હોય છે ત્યાં શરમ કે ભય કાંઈ પણ રહેતું નથી. એન્ટોલો ફ્રાન્સના લખાણમાંથી બીજો એક ફકરો ટાંકવાની હું રજા લઉં છું. એમાં એ ચીન વિષે લખાણ કરે છે.

" આપણા પોતાના સમયમાં ક્રિશ્ચીયનને એવી ટેવ પડી કે, જ્યારે જ્યારે તે વિશાળ સામ્રાજ્યમાં શાંતિનો ભંગ થતો ત્યારે તે એકલો અથવા બીજા રાજ્યો સાથે મળીને ત્યાં સૈન્ય મોકલતો. એ સૈનિકો, ચોરી, બળાત્કાર, લુટ, ખૂન, અને જુલમાટના કામો કરી દેશનાં અંદરના ભાગોમાં બંદૂક અને તોપો સહિત પ્રવેશ કરીને શાન્તિની સ્થાપના કરતા. યોગ્ય શસ્ત્રના સાધનો વિનાના ચીનાઓ કાંતો પોતાનો થોડો ઘણો બચાવ કરતા અથવા તો મુદ્દલ બચાવ કરવો છોડી દેતા અને તેથી તેમની બહુજ સ્હેલાઇથી કતલ કરવામાં આવતી......૧૯૦૧ માં પેકીંગમાં તોફાન થયું. જર્મન ફિલ્ડમાર્શલના હાથનીચે પાંચ મ્હોટા બળવાન રાજ્યોના સૈન્યોએ હમેશ મુજબના ઉપાયો વડે તે તોફાન શમાવ્યું. આ પ્રમાણે યુદ્ધની કીર્તિ સંપાદન કરી એ પાંચે બળવાન સત્તાઓએ, જે દેશની સલામતી જાળવવાને માટે એક કરારપત્ર પર સહી કરી તેજ ચીન દેશમાં અમુક પ્રાન્તો પોત પોતમાં વ્હેંચી લીધા. "

ત્યાર પછી પેકીંગમાં જે ખુન, લુટફાટ, અને નાશ કરવામાં આવ્યો તેનું જો મનુષ્યત્વના અપમાન તરીકે અવલોકન કરીએ તો તે કાંઈ ન્હાની વસ્તુ ન હતી; પરંતુ આ યુરોપીઅન યુદ્ધમાં જે શરમ ભરેલાં કાર્યો કરવામાં અને સહન કરવામાં આવ્યાં છે તેના પ્રમાણુ જોડે સરખાવતાં તો ઉપલો બનાવ નહી જેવો જણાય છે. આ પરથી એટલુંજ માલમ પડે છે કે નિર્બળ જોડેના સમાગમથી, જે ઉચ્ચ આદર્શ મનુષ્યને તેના ઉત્કૃષ્ટ કલ્યાણ તરફ દોરે છે તે તેને કેટલો નીચો પાડે છે.

મનુષ્ય અજાણતા પોતાની સાથેજ શરતો કરે છે અને પોતાના હૃદયમાં ઇષ્ટ અને અનિષ્ટ વચ્ચેનું જે યુદ્ધ હંમેશ થયા કરે છે તેની અમુક મર્યાદાઓ બાંધે છે, અને જ્યાં વિરોધ બહુ સબળ હોતો નથી ત્યાં એ મર્યાદાઓ પણ ઓળંગે છે. આ પ્રમાણે આપણે હિન્દુસ્થાનમાં કર્યું છે. બ્રાહ્મણે શૂદ્રને એટલો નિર્બળ રાખ્યો કે તેની સાથે એ પ્રમાણે વ્યવહાર કરવામાં બ્રાહ્મણને કશીજ શરમ ન લાગી. આપણા પ્રાચીન કાયદાઓના ગ્રન્થ જોતાં આપણને આ સ્પષ્ટ જણાઇ આવે છે. અને આપણા દેશને જે કડવા ફળો લણવાં પડે છે તેનું સ્વરૂપ પણ આપણે જાણવા માગતા નથી, એટલા નીચે આપણે પડયા છીએ.

જેમ પગ ગળી જાય તેવી રેતાળ જમીન હાથીઓને માટે ભય ભરેલી હોય છે તેમજ નિર્બળ એ સબળને માટે ભયરૂપ થઇ પડે છે. તેઓ પ્રગતિને સહાય આપતા નથી, કારણ કે તેઓ તે સામે ન ટકતાં માત્ર તેને નીચે ખેંચી લાવે છે. જેમ કદ અને બળ વધારે તેટલાજ પ્રમાણમા નીચેનું ખેંચાણ પણ વધારે હોય છે. બળવાન જેમ વધારે જોરથી નિર્બળને લાત મારે તેમ તેને વધુ સહન કરવું પડે છે. જ્યાં હવા હલકી હોય છે તેજ સ્થળ તોફાનોનું મધ્યબિન્દુ થાય છે, અને તેથીજ એશિયા અને આફ્રિકા, યુરોપના સઘળાં તોફાનોનું મૂળ કારણ હોય છે. આ નિર્બળ પ્રદેશોમાં બીલ્કુલ સામા થવાની શકિત નથી એટલે અહીંના વ્યવહારમાં

યુરોપીઅન આદર્શ તેટલાજ પ્રમાણમાં નિર્બળ રહે છે. સત્તાનો મદ એટલી ઘેલછા લાવી મુકે છે કે માણસ આ આદર્શનું ઉતરેલું ધોરણ પોતાની અધોગતિ થાય છે એ જાણી શકવાને અશક્ત નીવડે છે, અને એ પરથી તેની પડતીનું તળીયું આવી રહેલું છે એ પણ જણાઇ આવે છે.

આ લાગણી શુંન્યતા, અન્ધત્વ કેટલીક વખત એટલી હદ સુધી પ્હોંચે છે કે તેનો વિચાર કરતાં હાસ્ય અને આંસુ બન્નેયે આવે છે. આપણા દેશોમાં કેટલાક એવા યુવાનો છે કે જેઓ યુરોપની રાજનીતિ રૂપી મદીરા લીધાથી છકીને એકમેકપર ખુની હુમલા કરવામાં આનન્દ માને છે. આ પ્રમાણે આપણા દેશપર પાપનો અસહ્ય બોજો આવી પડવા માટે ઘણી વખત મ્હને દીલગીરી બતાવવાનો પ્રસંગ આવ્યો છે—કારણકે આપણા દેશનાં પોતાનાં પાપનો બોજો કાંઇ ઓછો ન હતો—અને તેમાં વળી આ નવું વિદેશી અનિષ્ટ અંહી આયાત કરવામાં આવ્યું છે. અને છતાં, બંગાળનો એક માજી ગવર્નર સંકોચ વિના જાહેર કરે છે કે આ ખુનો પરથી જણાઈ આવે છે કે યુરોપ અને બંગાળની ન્યાયબુદ્ધિમાં કેટલો ભેદ છે. તેના વિચાર પ્રમાણે ખુનને બંગાળીઓ આત્માનું એક સ્થિતિમાંથી બીજી સ્થિતિમાં જવું એથી વિશેષ કાંઇ ગણતા નથી. * આ પ્રમાણે આપણા શિક્ષકો તરફથીજ તેમનો પાઠ બહુ સારી રીતે શીખવા માટે ઠપકો મળે એ તે કયો ન્યાય? આપણે માત્ર એટલુંજ ધારી શકીએ કે લાંબા સમયની ટેવથી તેમની દૃષ્ટિ એટલી ઝાંખી થઇ ગઈ છે કે, બ્હારના દૃષ્ટાઓની માફક તેઓ યુરોપની રાજનીતિમાં મનુષ્યજીવનની કિંમત કેટલી હલકી છે તે જોઈ શકતા નથી.

---

* ૧૯૧૨ માં બ્રિટિશ ટાપુઓમાં દર માઇલે ·૧૭ ટકા જેટલા વસ્તિના ભાગપર ખુન માટે કેસ ચલાવવામાં આવ્યા હતા. ૧૯૧૧ માં બંગાળમાં ·૦૮ જેટલુંજ પ્રમાણ હતું. મ્હારી પાસે તે પુસ્તક હાલમાં નથી, નહીં તો હું બાકીના આંકડાઓ અત્ર ઉતારતે.

મ્હને આશ્ચર્ય એ થાય છે કે જે માનસિક શાસ્ત્રને આધારે ખંત-પૂર્વક આ નીતિ કેળવી છે અને જે આખા જગત્‌માં ફેલાવો પામી પોતાની ગતિના માર્ગમાં સર્વત્ર રક્ત રેડી રહી છે તે શું આ સ્વચ્છંદ રાજનીતિજ્ઞોની જાણ બહાર છે ?

જેઓ એમ કહે છે કે પૂર્વ અને પશ્ચિમ એ બન્નેના સ્વરૂપ તદ્દન ભિન્ન છે તેઓ બન્ને ખંડોના વચ્ચેના સંબંધના મૂળનેજ અપવિત્ર કરે છે. એકને માટે જે યોગ્ય હોય તે અન્યને માટે હોય નહીં એવા સિદ્ધાંતથી તેઓ પોતાના અંતઃકરણને શાન્ત કરે છે, અને અન્ય સ્થલે કરવામાં આવતી નિર્દયતા અને અન્યાયથી થતા પશ્ચાત્તાપના ડંખને આજ સિદ્ધાંતના સ્મરણથી તેઓ શમાવી દે છે. જ્યારથી પશ્ચિમ પ્રથમ પૂર્વના સમાગમમાં આવ્યું ત્યારથીજ આ સાંકેતિક સિદ્ધાંતનો ઉપયોગ કરવામાં આવ્યો છે. જ્યાં આગળ શારીરિક બળ આટલી સ્હેલાઇથી અન્યાય કરી શકે છે, ત્યાં વચ્ચે નડતી નૈતિક અડચણોને પણ આ ઉપાયથી દુર કરવામાં આવે છે.

તેથીજ હું કહું છું કે બળવાન અને નિર્બલના સમાગમમાં બળવાન્ પક્ષની નૈતિક બુદ્ધિ નાશ પામે છે. અને તે પ્રયોગ એવો હોય છે કે પોતાને માટે એક આદર્શ બાંધવો અને બીજાને સારૂ જુદો રચવો. જ્યારે આપણી પોતાનીજ નિશાલના છોકરાઓ મર્યાદા બ્હાર વર્તન કરે છે ત્યારે આપણે એમજ કહીએ છીએ કે છોકરા તે આખરે છોકરાજ હોય. પરંતુ જ્યારે બીજી નિશાળના છોકરાઓ મસ્તી પર ચઢે છે ત્યારે તેમના તરફ આપણે સખત દૃષ્ટિપાત કરી તેમને બદમાશ તરીકે ગણી કાઢીશું.

જ્યારે એક નિર્માલ્ય પ્રજા કાંઈ પણ પ્રમાણમાં જાત્યભિમાન બતાવે છે તો મહા ક્રોધ ઉત્પન્ન થાય છે, પરંતુ બળવાન પ્રજામાં જો તે લાગણી દશ ગણી વધારે તીવ્ર હોય તો પણ તેના અસ્તિત્વને માટે એટલાં તો સારા કારણો શોધી કહાડવામાં આવે છે કે તેના તરફ લગ-

ભગ સ્નેહ ભાવનાથી જોવામાં આવે છે. એક વખત ફરીથી મ્હારે એન્ટોલે ફ્રાન્સના લેખની સહાય લેવી પડે છે. એનો મત સ્પષ્ટ છે, એની કલ્પના શક્તિ બળવાન્ છે, અને રસિકતા એટલી તીવ્ર છે કે કોઈ પણ પ્રકારની અસંગતિ એની દ્દષ્ટિ બ્હાર જતી નથી. એમાં પણ એ ચીનાલોકો વિષેજ લખે છે.

" તેઓ વિવેક અને બહુ આદર સત્કાર આપનારા હોય છે, પરંતુ તેમનો એ દોષ છે કે તેઓ યુરોપીઅનો તરફ સ્નેહની ગાઢ લાગણી ધરાવતા નથી. તેમની સામે આપણા જે આક્ષેપો છે તે મી. ડુ ચયલુએ પોતાના ગોરિલા સામે મુકયા હતા તે પ્રકારના છે. મી. ડુ ચયલુ જંગલમાં હતા ત્યારે ગોરિલા ( માણસ જેવા જબરા માંકડા ) ની માને બંધુક મારી નીચે પાડી. મૃત્યુ આવી પડયું હતું છતાં પણ તે પ્રાણી પોતાના બાળકને છાતી સરસુ ચાંપી રહ્યું. પરંતુ તેણે તે બચ્ચાંને છાતીપરથી છીનવી લઈ, તેને એક પાંજરામાં પુરી, આફ્રિકામાં થઇ યુરોપમાં વેચવાને માટી ઘસડી આણ્યું. પરંતુ એ ન્હાના પ્રાણીએ ફરીયાદ કરવાને માટે એક સન્યાય કારણ આપ્યું ! તે મળતાવડા સ્વભાવનું ન હતું અને ખાધા વિના ભુખે મરી ગયું. મી. ડુ ચયલુ કહે છે કે " એનો ખરાબ સ્વભાવ સુધારવાને હું અશકત નીવડયો. "

હું કહેતો હતો કે બળવાનને સહુથી મોટો ભય નિર્બળ તરફથી હોય છે—તેમની નૈતિક બુદ્ધિ એવી યુકિતથી સરી જાય છે કે તેની ખોટ પણ તેમને જણાતી નથી. હવે એ ભયમાં વધારો થયો છે, કારણ કે શારીરિક બળના આવેશમાં મહાન સાધનોનો ઉમેરો થયો છે. નિર્બળને સંપૂર્ણ ગુલામગીરીમાં રાખવાને માટે હવે કોઈ પણ પ્રકારની અડચણ નથી, કારણ કે જે શાસ્ત્રીય પદ્ધતિની જાળમાં તેમને ગુંચવી લેવામાં આવ્યા છે તેમાંથી મુકત થવાનો કાંઇ પણ ઉપાય જડવાની યતકિંચિત પણ આશા નથી. સત્તા ધરાવનાર માણસો, અને તેમની સત્તા હેઠળના માણસોના

બળમાં આટલો મ્હોટો ફરક હોવા છતાં, તૃષ્ણા સાથે આવશ્યક જોડાયલા ભયથી બળવાન પક્ષ હમેશ મ્હોટી ચિન્તામાં રહે છે. અને બળવાન પક્ષ હવે એવા નિર્ણય પર આવ્યો છે કે, હવે પેચ એટલો સખત કરવો જોઇએ કે નિર્બળ પક્ષ જગતના ન્યાયાસન આગળ પોતાની ફરીયાદો રજુ કરે શકે નહીં. એટલુંજ નહીં પણ પોતાના દેશના ખુણામાં તેમના રૂદનનો પુકાર પણ સાંભળી શકાય નહીં.

પણ જેઓ આ પ્રમાણે પોતાની આપખુદ સત્તાને આટલી સંપૂર્ણ રીતે દઢ અને સલામત બનાવવા માગે છે તેઓને એનું મૂલ્ય આપવાને ખાતર તેમના મનુષ્યત્વના સંચયમાંથી ભોગ આપવો પડશે. આ પ્રમાણે એ સંચયનો દુર્વ્યય કરવાને પરિણામે તેઓને પોતાના ગૃહમાંજ એને માટે સંતાપ કરવો પડશે. હમણાં પણ એની અસરો એ લોકને ખમવી પડે છે, પણ તેઓ તે ધ્યાનમાં લેતા નથી અને એનું કારણ શોધવાને માટે હિસાબનું સરવાયું કાઢતા નથી.

આટલું તો બળવાનોના સંબંધમાં લખવાનું હતું તે લખ્યું. આપણા પક્ષ તરફથી આ વિષયપર વિવેચન કરતાં મ્હને અત્યન્ત શરમ આવે છે, કારણ કે બ્હારથી જો કે એ બોધરૂપે જણાય છે તો પણ વાસ્તવિક રીતે જોતાં નિર્બળતાનાં પોકાર સાથે એ વિવેચનને ઘણું મળતાપણું છે. ધ્રુજવું અને રોવું એ બે વસ્તુઓ નિર્બળ પક્ષને માટે બહુજ શરમ ભરેલી છે. જો આપણે બળવાન્ પક્ષની સામા વિજયી ન થઇ શકીએ તો આપણે આત્મવિજય મેળવવો જોઇએ. આપણે કદાચ બીજું કાંઈ ન કરીએ તો પણ ભયને શરણ આપણે થવું નહીં, અને જો આપણને બોલવાની છુટ ન આપવામાં આવે તો, જગતના એક આરેથી બીજે આરે, દુઃખના પોકારો મોકલવાથી મુકત રહેવું જોઇએ.

જ્યારે દુઃખનો દાવાનલ સળગતો હોય ત્યારે મોટામાં મોટું નુકસાન એ છે કે આપણે તેના પ્રકાશનો લાભ લેતા નથી, અને ઉલટું તે અગ્નિથી

દાઝીએ છીએ. મ્હારી એવી પ્રાર્થના છે કે એ પ્રકાશ આપણી ભુલોનો નાશ કરે, અને સત્ય રીતે જોવાનો પ્રયત્ન કરવાનું શીખવે. આપણે આપણાં અન્તઃકરણને પ્રશ્ન કરીએ. આ ભયાનક વૃદ્ધિ પામેલી શકિત શું વાસ્તવિક રીતે મહાન્ છે? સત્તાની ટોચપર વિરાજમાન થઈ માણસો પોતાની ઉચ્ચતાનું અભિમાન ધરાવે છે. તેઓની કૃત્રીમ ઉચ્ચતા પરથી જે કાયદાઓ તેઓ ઘડે છે અને ભાંગે છે તે વિશ્વના પ્રભુના નિયમોને અનુસાર નથી. શું ત્યારે આ માણસો જેટલા મ્હોટા જણાય છે તેટલા વાસ્તવિક રીતે મહાન્ છે? તેઓ ભલે બાહ્ય જગત્માં ભાંગ તોડ કરે, પરન્તુ શું તેઓ હૃદયના ધનમાં કાંઇ પણ ઉમેરો કરી શકે છે? તેમના દિલ તેથી મોટાં થાય છે ખરાં? તેઓ સુલેહની શરતો પર સહી કરી શકે છે, પરન્તુ શું તેઓ શાશ્વત શાંતિ આપી શકશે?

૨,૦૦૦ વર્ષપર સર્વોપરી બળવાન્ રોમે પોતાના એક પૂર્વના પ્રાન્તમાં, કેટલાક ગુન્હેગારોની સાથે, માછી લોકોની એક જાતના સાદા દંભરહિત ગુરૂને ફાંસીએ લટકાવી દેહાંત દંડની શીક્ષા કરી હતી. તે દિવસે રોમન સુબાની નિદ્રામાં કે ભુખમાં કોઈ પણ પ્રકારનો ઘટાડો થયો ન્હોતો. બાહ્ય દૃષ્ટિથી ઉભયમાંથી કોણ મોટું જણાતું હતું? અને આજે? તે દિવસે એક તરફ અપમાન, સંતાપ અને ફાંસીને લાકડે મૃત્યુ થયું; બીજી બાજુએ ગવર્નરના મહેલમાં વિલાસ અને ઉત્સવ હતા. અને આજે? ત્યારે પછી આપણે કોને આપણું મસ્તક નમાવીશું?

"આપણે કયા દેવને આરાધીશું?"

## ( ૫ )

મનુષ્ય પ્રગતિના વ્યવહારમાં આજે જેટલો પ્રતિબન્ધ નડે છે તેવો આગળ કદીયે નડયો ન હતો. તેનું ખરૂં કારણ એ છે કે, આધુનિક ઇતિહાસની લાંબી ગાડીઓ વરાળની શકિતથી ચાલે છે, અને એના માર્ગ

જે આખા જગત્માં પ્રસરાયલા છે તે એક બીજાને અનેક વખત ભેદીને કંઇ ગુંચવણ ભરેલી રીતે ગૂંથાયલા છે. તેથી જ્યારે જુદી જુદી ટ્રેનો એક બીજાનાં માર્ગમાંઆવી જાય છે ત્યારે મ્હોટો ભયંકર અકસ્માત થાય છે અને એ ધક્કાથી આખું જગત ધ્રુજી ઉઠે છે.

એવો અકસ્માત્ હાલમાં બન્યો છે; જાનમાલનો નાશ ભયંકર પ્રમાણમાં થયો છે; અને દરેક બાજુ પર પ્રશ્નો પુછવામાં આવે છે-- શું થયું ? શી રીતે આ સર્વ બન્યું ? અને બીજી વખત એ પ્રમાણે ન બને તે સારૂ શું કરવું ?

આખી માનવ જાતિના ઇતિહાસ સાથે સંબંધ ધરાવનારા આ પ્રશ્નો શું આપણે માટે વિચાર કરવા જોગ નથી ? શું આપણે બીજાના દોષો કહાડવામાંજ આનંદ માનવો છે ? એ જોખમદારીમાં આપણો કેટલો હિસ્સો છે તે શું આપણે ન શોધી કહાડવું ?

મેં પ્રથમ સૂચના કરી છે અને હાલ ફરીથી સ્પષ્ટ કહું છું કે નિર્બળ પક્ષને શીર ગમ્ભીર ફરજ રહેલી છે. કારણ એજ લોકો હવામાં ઉડતા રોગના જંતુઓને નિમંત્રણ કરે છે, તેમનું પોષણ કરી અને પોતાના જીવનના ભોગ વડે તેમની સંખ્યામાં વૃદ્ધિ કરે છે. કાયર પુરૂષોને લીધેજ વારંવાર ઘોર પાપ થાય છે. જે લોકો ખુશામત કરે છે તેઓજ પોતાને શીર અપમાન વહોરી લે છે. જે આપણે જોઇ શકતા નથી તેના સંબંધમાં આપણી લાગણીઓ ઉશ્કેરાતી નથી. આપણા માર્ગમાના સૂક્ષ્મ જંતુઓને આપણે છુંદી નાખીએ છીએ, પરંતુ આપણા માર્ગમાં જો પક્ષિ પડેલું જણાય તો તેને છુંદતા આપણને ક્ષોભ થાય છે. કીડી અને પક્ષિને માટે આપણી લાગણીનું ધોરણ જુદું છે.

તેથી મનુષ્યની એ અગત્યની ફરજ છે કે પોતે એવું વર્તન કરવું જોઇએ કે, બીજાઓ તેને મનુષ્ય તરીકે ઓળખી શકે, અને તે માત્ર

પોતાના સંબંધના વિચારથીજ નહીં પરંતુ બીજાઓ પ્રત્યે એનો જે ધર્મ છે તે પાળવાને ખાતર. માણસ માણસનેજ પોતાના પગ નીચે છુંદે એ છુંદનાર અને છુંદાઇ જનાર ઉભયને માટે અયોગ્ય છે: જે મનુષ્ય પોતાની જાતને હલકી પાડે છે તે માત્ર પોતાની કિંમત ઘટાડતો નથી પરંતુ આખી માનવ જાતીની કિંમત ઘટાડે છે. જ્યારે મ્હોટા માણસોના સમાગમમાં આવે ત્યારેજ માણસને હું મહાન્ છું એવું ભાન થાય છે, અને મહત્તાનું જેમ સત્યજ્ઞાન હોય તેમ વધારે સ્હેલાઇથી મહાન્ થઈ શકાય છે.

જે દેશોમાં પ્રત્યેક વ્યકિતની કિંમત હોય છે ત્યાં આખી પ્રજા આપોઆપ મહત્તા પામે છે. મનુષ્યો મહાન્ જીવન ગાળવાને અત્યન્ત પ્રયત્ન કરે છે, અને તેના માર્ગમાં કોઇપણ પ્રકારની અડચણો આવે તેની સામે અન્ત સુધી યુદ્ધ કરે છે. આવા માણસોને ઓળખાઇ આવતાં વાર લાગતી નથી, અને તેમની સાથે વ્યવહાર કરતી વખતે બીજા માણસોને ધ્યાન રાખવું પડે છે કે તેના તરફ કેમ વર્તવું. આવાનો ન્યાય કરતી વખતે ન્યાયાધીશ માત્ર પોતેજ પોતાનો અભિપ્રાય બાંધશે નહી, પરન્તુ એવા માણસોમાં કાંઇક એવું હોય છે કે તેમને માટે સત્ય અભિપ્રાયજ બાંધી શકાય.

જે પ્રજા મહાન્ બનવાને માટે પ્રગતિ કરી રહી છે તેનું લાક્ષણિક ચિન્હ એ હોય છે કે તેની કોઇ પણ વ્યકિત કે વર્ગની અનુપયોગિતા ધીરે ધીરે ઘટતી જાય છે. પોતાના મનુષ્યત્વના હકોની માગણી કરવાને તેઓને વધારે ને વધારે સ્વતંત્રતા મળતી જાય છે, તેથી તેઓ દરેકને માટે ઉત્તમ ખોરાક, વસ્ત્ર, રહેવાના મકાન, સ્વચ્છતા અને સત્ય જ્ઞાન મેળવવાને માટે ઉદ્યમ કરી રહે છે.

પણ આપણા દેશમાં શું બન્યું છે? આપણા ઉપદેશો, કાર્યો, અને આપણી સંસ્થાઓ વડે આપણે હમેશ મ્હોટામાં મ્હોટી સંખ્યાને લઘુ

અવસ્થામાં રાખી મુકવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ. તેઓ ખરેખર ન્હાના છે કે મ્હોટા છે તે વિષે નિર્ણય કરવાને માટે એક પણ બારી રાખી નથી, અને એ માન્યતાને માત્ર ધર્માન્ધતાનો વિષય બનાવી દીધી છે. એટલે એવું બનવા પામ્યું છે કે જેને આપણે ન્હાના બનાવ્યા છે તેઓ પોતેજ હાથ જોડીને પોતાની લઘુતા સ્વીકારે છે અને જો તેમને ચઢાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે તો તેઓજ બહુ આવેશથી એવા પ્રયત્નો સામે વાંધો ઉઠાવે છે.

આપણી સમાજના પ્રત્યેક વિભાગમાં તિરસ્કાર અને અપમાન, કાંઇ પણ ફરીયાદ વિના સ્વીકારાય એવી આપણે નિયમિત યોજનાઓ ઘડી છે. જેઓને સત્તા નીચે રાખવામાં આવે છે તેઓની સંખ્યા ઘણાજ મોટા પ્રમાણમાં છે, પરંતુ જીંદગી સંબંધી તેમના સાંકડા—અધમ વિચારોથી ઉચ્ચ સ્થિતિમાં રહેલી અલ્પસંખ્યાના હૃદયમાં કાંઈ પણ ડંખ થતો નથી. ઉલ્ટું, જો તેઓ ઉચ્ચવર્ગની જીવનપદ્ધતિ થોડે અંશે પણ સ્વીકારે તો ઉચ્ચવર્ગનો ક્રોધ તેમના પર ઉતરી પડે છે.

આખું જીવન આ પ્રમાણે અપમાન સહન કરવાની ટેવ પડી ગઇ હોવાથી, આ માણસો જ્યારે પોતાનાં મનુષ્યત્વના હકો સ્પષ્ટ રીતે જાહેર કરતાં ડરે છે—ત્યારે પરદેશીને પોતાનો તીરસ્કાર છુપાવતાં કંઈ સંકોચનું કારણ નથી રહેતું—તો તેમાં શું આપણને આપણાંજ કર્મનું ફળ મળતું નથી? જ્યારે સામાજીક નિયમોમાં આપણે જે પાપ દાખલ કર્યું છે તે પાપ, જો પરદેશીના હાથે રાજનીતિના વ્યવહારમાં આપણી સામુજ ફેંકવામાં આવે તો પછી આપણે કેવી રીતે તેમના અન્યાય સામે અસરકારક વાંધો બતાવી શકીએ?

તેથી આપણે પરદેશીઓનીજ ન્યાયબુદ્ધિના પ્રમાણથી આપણો વાંધો ઉઠાવીએ છીએ—અરે! આ પ્રમાણે વાંધો ઉઠાવવામાં કેટલી શરમ, અને

કેટલું અપમાન છે! જ્યારે આપણે એમ કહીએ છીએ કે અમારી સમાજમાં અમારા આદર્શને ધુલમાં ઘસડીશું પણુ તમારી રાજનીતિમાં તમારે એ આદર્શને ઊંચો રાખવો જોઇએ, ત્યારે આપણે કેવી અધમતાની હદ પાર હોઇએ છીએ? અમે અમારા સામાજીક નિયમોમાં ગુલામગીરીના સર્વ વિભાગો પૂર જોરથી પાળીશું, પરંતુ તમે તમારી મહત્તાના પ્રમાણુ સરરાજ્યસત્તામાં અમને સરખા હક આપો! જ્યારે અમારા હાથમાં સત્તા હોય છે ત્યારે અમે ધર્મના નામે છેક દરિદ્રી રહેશું પરંતુ જ્યારે તમારા હાથમાં સત્તા હોય ત્યારે અમે એજ ધર્મના નામે તમોને અમર્યાદિત ઉદારતા બતાવવાને વિનવીશું. આ સઘળું કયે મોઢે કહીશું? અને આ પ્રાર્થનાનો સ્વીકાર થાય તો શું? અને તેમ થતાં પણુ આપણા દેશબાન્ધવોનું અપમાન કરવા માટે આટલાજ મકકમ રહીશું, અને પરદેશીઓ તેમની ઉદારતાને લીધે એજ અપમાનિત લોકો તરફ માનથી વર્તશે, તો શું તે આપણી મ્હોટી હાર નહીં કહેવાય? ગમે તે કારણુ હોય, પરંતુ અપમાન અને અસત્યનો ઘણો મ્હોટો ભાર આજે આપણા શીર પર છે. આ સ્થિતિમાં આપણી માત્ર એકજ આશા છે કે જ્યારે તેઓ ન્યાયના મેદાનમાં પોતાનું સ્થાન સાચવી શકતા નથી તો આપણે તેજ સ્થળે—તેજ વસ્તુમાં તેમનાથી ઉચ્ચતર થઇ શકીએ. એવી સ્થિતિમાં આપણા પ્રત્યે તેઓ જે અન્યાય કરશે તેથી આપણું માન ખંડિત નહીં થાય, એટલુંજ નહીં પણુ ઉલ્ટો યશમાં વધારો થશે. શું હજી પણુ આપણે આપણો બકવાદ ચાલુ રાખવો છે કે "તમારૂં નૈતિક બળ અમારા કરતાં વધારે રહો, જેથી અમે જે અમારા સારૂ કરી શકતા નથી તે અમે તમારી પાસેથી યાચીએ," એટલે કે, અમને હમેશાં અધમ સ્થિતિમાંજ રહેવા દો જેથી અમને તમારી હદ સુધી ઉંચે લાવવાનો ભાર તમારે માથેજ રહે? બધો બોજો આપણે બીજાને શીર નાખી આપણે કાંઇ પણુ સહન ન કરવું—શું આપણે હમેશા આપણા તરફ આમ ધિક્કારથી જોવું અને

બીજાઓને આટલી બધી મહત્તા આપવી ? પોતાનેજ હાથે સ્વીકારેલી અધમતા કરતાં નિર્બળ પક્ષનો શારીરિક બળથી આથી તે કેટલો વિશેષ પરાજય હોઇ શકે ?

થોડાજ સમયપર મેં મ્હારે પોતાને કાને એવો વાદવિવાદ સાંભળ્યો કે જેનો નિર્ણય આ પ્રમાણે થાય છે; કોઇ પણ પ્રકારની અભક્ષ્ય વસ્તુ ન હોય તો પણ હિન્દુ અને મુસલમાન એક સાથે ભોજન લઈ શકે નહીં. જે લોકોને આવો સિદ્ધાંત માનતા સ્હેજ પણ સંકોચ થતો નથી તેઓજ, જ્યારે હિન્દુ અને મુસલમાન વચ્ચે કલહ થાય છે ત્યારે, પરદેશીઓનો હાથ અન્દર હશે, એમ શંકા કરવામાં પ્રથમ હોય છે. અને જે પરદેશીપર શંકા ગઈ હોય તેની વિરૂદ્ધ આવા પ્રસંગે શંકા સાથે અમુક ગર્ભિત અભિપ્રાય પણ બંધાઇ જાયછે. આવા લોકોના મત પ્રમાણે આપણા સામાજીક વ્યવહારમાં, માણસ અને માણસ વચ્ચેના ભેદો આપણે ઘણા સખત કરીએ તે વખતે, આપણું કાર્ય ન્યાયયુકત છે, પરન્તુ જ્યારે એ ભેદોનો, કોઈ પરદેશી પોતાના સ્વાર્થ માટે લાભ લે છે ત્યારે તેનું વર્તન અન્યાયભરેલું લાગે છે. ધર્મના નામે અમે અમારા પક્ષને નિર્બળ રાખીશું, પણ સામા પક્ષવાળો, જો તે નિર્બળતાનો લાભ લે તો તે પાપરૂપ ગણીશું.

જો એમ પુછવામાં આવે કે હિન્દુ અને મુસલમાનોએ શા માટે એક સાથે જમવું નહીં, તો તેનો પ્રત્યુત્તર આપવાની કાંઈ આપણે જરૂર જણાતી નથી. આપણું અન્તઃકરણ અન્દરથી આવો સવાલ કરે તેનો ઈન્કાર કરવામાં કેટલી શરમ અને મૂર્ખતા છે તેનું પણ અરે ! આપણને ભાન નથી. આપણી ટેવો અને ધારાઓને માટે, પશુ પક્ષી કે વૃક્ષની માફક આપણે કાંઈ પણ ખુલાસો કરવા બંધાયલા નથી. જે સામાજીક વ્યવહારોપર આટલાં બધાં મનુષ્યોનાં કલ્યાણ અને દુઃખ, આનંદ અને શોકનો સંપૂર્ણ આધાર રહેલો છે તેના સંબંધમાં આપણે કાંઇ પણ ખુલાસો

કરવા માગતા નથી. પરન્તુ પરદેશીઓની સાથેના આપણા વ્યવહારમાં, આપણે કેવી ચતુરાઇથી પ્રશ્ન પુછતા શીખ્યા છીએ, અને દરેક કાયદાઓ અને નિયમોના સંબંધમાં યોગ્ય કારણો મેળવવાને માટે આપણે કેટલા ટેવાઈ ગયેલા છીએ?

જે દેશમાં સામાજીક વ્યવહારમાં મનુષ્યના હકકોનો અનાદર કરી માણસ પોતે ગુલામગીરીમાં પડી રહયો છે, તે દેશમાં આત્મનિર્ણયના સિદ્ધાંતની યોગ્ય માગણી કેવી રીતે થઇ શકે? આવા દેશમાં દરેક હકકો માત્ર પરદેશીઓની ઉદારતાના પરિણામ તરીકેજ ગણી શકાય.

તેથી હું ફરીથી કહું છું કે જ્યાં માણસ આટલો બધો હલકો—અધમ—બની જાય છે ત્યાં તેના તરફ બીજાની દૃષ્ટિ પડતી નથી અને તેની ફરીયાદ સંભળાતી નથી. અને જ્યારે આવા માણસો બળવાનના સમાગમમાં આવે છે, ત્યારે મનુષ્ય અને મનુષ્ય વચ્ચેના વ્યવહારના તેમના ઉતરેલા આદર્શના પરિણામે તેઓ બળવાનની પડતી આણે છે. નિર્બળો જોડેના આવા સમાગમથી અભિભાન, ક્રૂરતા, અને અન્યાય બળવાનમાં સ્વાભાવિક આવી જાય છે. અને નિર્બળો સાથે જે રહેલાઇથી પોતાની મરજી પ્રમાણે તેવો વર્તે છે તેથીજ મનુષ્યસ્વાતંત્ર્યની પવિત્રતાની માન્યતા અજાણપણે તેઓનામાં ઢીલી પડે છે. એથી જેમનાનાં સામે થવાની શકિત નથી એવા નિર્બળો આખી માનવજાતિને માટે અઘોર વિષરૂપ છે. આપણી સામાજીક પદ્ધતિ આવી નિર્બલતાને ચાલુ રાખનારૂં યંત્ર છે. એની અસંખ્ય અયોગ્ય આજ્ઞાના બળથી આપણે એક તો દબાઈ ગયા છીએ અને તે ઉપરાંત અંતઃકરણની સ્વતંત્રતાનું મૂળમાં છેદન કર્યું હોવાથી આપણે બ્હાર નીકળવાનો રસ્તો પણ જાણી શકતા નથી. તે ઉપરાંત, અમુક નિયમો નહીં પાળ્યાના નાના નાના દોષોને માટે પણ અતિશય સખત સજાઓ રાખવામાં આવેલી છે. આ રીતની વિચારહીન મૂર્ખતા અને આકુળ

કરી નાખે એવા ભયના દબાણથી, ન્હાનામાં ન્હાના વિષયમાં પણ સમજ શકિત અને આરંભ કરવાની હિંમત સમુળગાં નષ્ટ થયાં છે.

અને તેનું પરિણામ? ભીક્ષા માગ્યા કરવી. જો કાંઇ પણ દાન ન મળે તો રોવું અને કકલવું. જો ભીક્ષા યાચવાથી દાન મળી શકતે, અને દાન મળ્યા પછી આપણી વેદનાનો શાંત પડતે તો તો ખરેખર આપણી દીનતા—અધોગતિ--સંપૂર્ણાંશે સ્થપાતે. પરંતુ પ્રભુની એવી ઇચ્છા નથી કે આપણને અનન્ત કાળની દીનતાનો શ્રાપ રહે અને પારકાની ઉદારતા વડે હકોના ટુકડા વખતો વખત મેળવી સંતોષ માનીએ. પ્રભુનો એવો વિચાર નથી તેથીજ તે આપણી પર દુઃખનો વરસાદ મોકલે છે.

જ્યારે વ્હાણનું પેટું પાણીથી ભરપૂર હોય ત્યારે બહારના મોજાંનો અથડાટ તેને ભયરૂપ થઇ પડે છે. અન્દરના પાણીની ભયંકરતા આપણને જણાતી નથી, કારણ એના ધસારાનો આવેશ એવો પ્રચન્ડ જણાતો નથી--પરંતુ એ તેનાં બેઠા ભારથીજ નાશ આણે છે. તેથી બ્હારના મોજાંઓ પરજ સઘળો દોષ મુકવાની આપણને બળવાન લાલચ થાય છે. પણ વખતસર અગમચેતી આવે નહીં અને સૌ એક સાથે પંપ ચલાવી પાણી બ્હાર કાઢે નહીં તો વ્હાણ ડુબવાનુંજ. અંદરના પાણીને બ્હાર કાઢવાનું કાર્ય ગમે તેટલું કઠણ લાગે તો પણ દરીયાનાં મોજાંઓને દૂર હઠાડવાના પ્રયત્ન કરતાં તેમ કરવું એ વધારે આશાજનક છે.

બહાર અડચણો અને વિરૂદ્ધતા તો હમેશ હોય જ છે. પણ જ્યારે આપણા અન્તઃકરણમાં અડચણો અને વિરૂધ્ધતા હોય તોજ એ ભયરૂપ થઇ પડે છે. ભીખ માગવાને બદલે જો સત્ય પ્રયત્ન કરીએ તો સૌ અપમાન દૂર થશે અને તેનું શુભ ફળ આપણને મળી શકે.

---

# નૅશનલ હોમ રૂલ લીગ.



ઑન—પ્રમુખ.

## ડૉ. સુબ્રમન્ય આયર.

પ્રમુખ.

## મિસિસ એની બેઝંટ.

ઉપ—પ્રમુખ.

**પી. કે. તેલંગ** ( મુંબઇ. )

**રતનસી ડી. મોરારજી** (મુંબઇ).

**ઇકબાળ નારાયણ ગુરતુ** ( યુ. પી. )

**રંગાસ્વામી આયર** ( મદ્રાસ ).

**પુરેન્દ્ર નારાયણ સિંહ** (બિહાર).

**જમશેદ એન. આર. મહેતા** ( કરાંચી. )

જનરલ સેક્રેટરી.

**ડી. કે. તેલંગ** ( મદ્રાસ ).

**કાનજી દ્વારકાદાસ** ( મુંબઇ. )

ખજાનચી.

**બી. પી. વાડીઆ** ( મદ્રાસ. )

ઓરગેનાઇઝીંગ સેક્રેટરી.

**જી. એસ. એરન્ડેલ.** ( મદ્રાસ )